ભાગ્યોદયના ગ્રાહકોને પાંચમા વર્ષની ભેટ,

# સ્વર્ગિય સુખ.

લેખક.

જેઠાલાલ દેવશંકર દવે.

તંત્રી ભાગ્યોદય.—અમદાવાદ.

પ્રકાશક.

જેઠાલાલ દેવશંકર દવે.

તંત્રી ભાગ્યોદય—અમદાવાદ.



આવૃત્તિ. ૧ લી. પ્રત. ૩૦૦૦.

સને ૧૯૧૬. સંવત. ૧૯૭૩

અમદાવાદ પાંચકુવે શ્રી સત્યવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં

શા. સાંકલચંદ હરીલાલે છાપ્યું.

મૂલ્ય રૂ. ૧

# આ ...કનાં બીજાં પુસ્તકો.

**કાયદાનો શિક્ષક**—જેમાં તમામ કાયદા છે. કીં. રૂ. ૫.

**ધનવાન**—ધનવાન થવાના ઉપાયો બતાવનાર રૂ. ૫.

**ભવિષ્ય વેત્તા**—ભવિષ્યમાં શું બનશે તે બતાવી આપ-નાર રૂ. ૩.

**ચરક સંહિતા**—ભાગ ૧. વૈદકનો અમૂલ્ય પ્રાચિન ગ્રંથ રૂ.૫.

પર્શીઅન નાઇટસ. રૂ. ૧. વિનોદચંદ્ર. રૂ. ૧.

જ્વરનો વૈદ. રૂ. ૧. સ્વર્ગિય સુખ. રૂ. ૧.

વૈદ્ય યાને વૈદક ભાગ ૧. ૦-૧૨-૦

વૈદ્ય યાને વૈદક ભાગ ૨. ૦-૧૨-૦

સરવૈ રેવન્યુ ને ફોજદારી કાયદાનું જુથ કીં. રૂ. ૨.

## ભાગ્યોદય.

શારીરિક, માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ કરાવનાર વિષયોને ચર્ચતું—માસિક—લવાજમ રૂ. ૨-૦-૦ આ માસીકના ગ્રાહકને આવીજ ઉપયોગી ભેટો મળે છે.

કોઇપણ રોગની સલાહ માટે

**દવે કેમીકલ વર્કસ—અમદાવાદ—લખો.**

જે વગર પૈસે ઉપાયો લખી જણાવશે.

# પ્રસ્તાવના.

માણસ માત્ર સુખને પ્રચ્છે છે, તમે ગમે તે પ્રયત્ન કરતા હશો તોપણ તેનું કારણ સુખની ઇચ્છા જ હોય છે. ભાગ્યોદય દ્વારા સુખ પ્રાપ્ત થાય, તેવા અનેક વિષયો ચર્ચવામાં આવે છે. અને તેથી આ વર્ષે તેની ભેટ પણ સુખને મેળવી આપનાર સાધનો દ્વારા સુખને અને તે સ્વર્ગિય સુખને શી રીતે મેળવવું તે આ ગ્રંથમાં બતાવવામાં આવ્યું છે. મનુષ્ય જો સચ્ચરિત્રવાન હશે પોતાના ચરિત્રને પ્રથમ સુધારવા તરફ લક્ષ આપશે તોજ સુખને મેળવી શકશે, અને પ્રાપ્ત સુખનો ઉપભોગ કરી શકશે અને તેથી મનુષ્યે સ્વર્ગિય સુખ મેળવવાને માટે પોતે પોતાનું ચરિત્ર કેવું બનાવવું તે આ પુસ્તકમાં આપવામાં આવ્યું છે.

ભાગ્યોદયના ગ્રાહકોને અત્યાર સુધી દર વર્ષે જુદી જુદી ભેટો મળે છે, આ વર્ષે અધ્યાત્મ જ્ઞાનનો બોધ આપનાર ઉપયોગી ભેટ મળે કે જેના અધ્યયન અને મનુષ્યની જીંદગી પણ બદલાઇ જાય તેવા દાખલા દલીલોથી ભરપુર વિષયોવાળું આ પુસ્તક હું ધારૂં છું કે ગ્રાહકોને ઘણુંજ ઉપયોગી થઇ પડશે.

આ પુસ્તક બાબુ જ્ઞાનેન્દ્ર મોહનદાસ પ્રણિત 'ચરિત્ર ગઠન' નામના બંગાળી પુસ્તક ઉપરથી લખવામાં આવ્યું છે. જેથી તેમનો પણ આ સ્થળે આભાર માનીએ છીએ જો ગ્રાહકોને આવાં પુસ્તકો પસંદ પડશે તો દર વર્ષે આવાં ઉપયોગી પુસ્તકો ભેટ આપવાને અમને ઉત્તેજન મળશે.

આ પુસ્તકને પોતાના સ્નેહિ મિત્રોમાં વંચાવી જેમ બને તેમ આવા ઉપયોગી જ્ઞાનનો ફેલાવો કરવો એ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે. અમે આશા રાખીએ છીએ કે જો આ પુસ્તકનો સારો ફેલાવો થશે તો અમારી મહેનત પણ સાર્થક થશે.

તા. ૧૧-૧-૧૭
ભાગ્યોદય ઓફીસ.
અમદાવાદ.

જેઠાલાલ દેવશંકર દવે.
કર્તા.

# વિષયાનુક્રમણિકા.


**પ્રથમ પરિચ્છેદ.** ૧
સુખ અને ઉન્નતિનું મૂળ સચ્ચરિત્રતાજ છે. ૩
આપણા દોષોને કબુલ કરવા એ મહત્વનું લક્ષણ છે. ૧૧
મનુષ્યતા. ૧૯
**દ્વિતિય પરિચ્છેદ.**
શિષ્ટાચાર ૨૩
સ્વાર્થી લોક શિષ્ટાચારી હોતા નથી. ૩૫
સુખી-જીવન. ૩૭
સાધારણ કામોમાં પણ સજ્જનતાનો પ્રકાશ. ૩૮
સ્વાભાવિક સહાનુભૂતિએ સજ્જનતાનું એક અંગ છે. ૪૩
શિષ્ટવર્તનમાં લોકલજ્જા જેવા કુસંસ્કારો ઉપર ધ્યાન ન આપવું જોઇએ. ૪૫
બાધ્યબાધક ભાવ. ૫૧
**તૃતિય પરિચ્છેદ.** ૫૩
સદય દાન. ૫૪
દયાથી મોટો કોઇ બીજો ધર્મ નથી. ૫૮
નોકરોની સાથે કેવું વર્ત્તન રાખવું. ૬૧
સ્વામિત્વ. ૬૬
**ચતુર્થ પરિચ્છેદ**
ભદ્ર મનુષ્ય ૭૧
પરોપકાર ૭૮
નૈતિક બળ અને મોટાઇ. ૭૯
સન્માનનું રક્ષણ. ૮૧
**પંચમ પરિચ્છેદ.** ૮૩
મધુર વચન. ૮૫
વિનય. ૮૮
વિનયનો અવતાર ૮૯
**ષષ્ટમ પરિચ્છેદ.**
અસભ્યતા ૯૬
મશ્કરી. ૯૮
મધુર તિરસ્કાર. ૧૦૪
**સપ્તમ પરિચ્છેદ.** ૧૦૭
જાતીય દુર્બલતા ૧૦૮
અશક્તતા ૧૧૭
ઉત્સાહ ૧૧૯
ઉચ્ચ લક્ષ્યબિંદુ ૧૨૨
કર્મ કરવામાંજ મહત્વ છે. ૧૨૬
કર્મ મહાત્મ્ય ૧૩૧
**અષ્ટમ પરિચ્છેદ.** ૧૧૩
જન્મભૂમિ ૧૧૩
આદર્શ પુરૂષ ૧૩૭
ગૃહ કલહ. ૧૪૧
દેશોપકાર ૧૪૫
રાજભક્તિ ૧૫૦
ભગવદ્ ભક્તિ ૧૫૬



# સ્વર્ગીય-સુખ.



## પ્રથમપરિચ્છેદ.

प्रत्यहं प्रत्यवेक्षेत नरश्चारितमात्मनः ।
किं नु मे पशुभिस्तुल्यं किं नु सत्पुरुषैरपि ॥१॥

ભાવાર્થ—મનુષ્યે પ્રતિદિન પોતાના ચારિત્ર્ય ઉપર ધ્યાન આપતા રહેવું જોઇએ, અને એ વિચારતા રહેવું જોઇએ કે મારૂં આચરણ પશુના જેવું છે કે સત્પુરૂષના જેવું.

अनुगन्तुं सतां वर्त्म कृत्स्नं यदि न शक्यते ।
स्वल्पमप्यनुगन्तव्यं मार्गस्थो नावसीदति ॥ २ ॥

સજ્જને બતાવેલા માર્ગે જે રીતે ચાલવું જોઇએ તે પ્રમાણે ન ચાલી શકાય તો થોડે થોડે પણ તે રસ્તે ચાલી અને આગળ વધવાની કોશિશ કરો અને જ્યાં તે રસ્તા ઉપર તમે પગ મૂકશો કે ત્યાં તમને સુખ મળશેજ. ૨

**सद्भिरेव सहासीत सद्भिः कुर्वीत संगतिम् ।**
**सद्भिर्विवादं मैत्री च नासद्भिः किञ्चिदाचरेत् ॥ ३ ॥**

સજ્જનોની સાથે બેસવું જોઇએ, સજ્જનોની સંગતિમાં રહેવું જોઇએ અને સજ્જનોની સાથે મૈત્રી યા વિવાદ કરવો જોઇએ અને દુર્જનોની સાથે કોઇપણ પ્રકારનો સંબંધ નહીં રાખવો જોઇએ. ૩.

**जलबिन्दुनिपातेन क्रमशः पूर्यते घटः ।**
**स हेतुः सर्व विद्यानां धर्मस्य च धनस्य च ॥ ४ ॥**

ટીપે ટીપે પાણીથી જેમ ઘડો ભરાય છે તેવીજ રીતે વિદ્યા, ધર્મ અને ધન પણ ધીરે ધીરે પૂર્ણતાને પ્રાપ્ત થાય છે. ૪.

**यथाचतुर्भिः कनकं परीक्ष्यते निघर्षणच्छेदन तापताडनैः ।**
**तथाचतुर्भिः पुरुषः परीक्ष्यते श्रुतेन शीलेन गुणेन कर्मणा ॥५॥**

જેમ ઘસવાથી, કાપવાથી, તપાવવાથી અને ટીપવાથી એમ ચાર રીતે સોનાની પરીક્ષા થાય છે તેવીજ રીતે વિદ્યા, સ્વભાવ, ગુણ અને ક્રિયા એ ચાર રીતે પુરૂષોની પરીક્ષા થઇ શકે છે ॥ ૫ ॥

---

# સુખ અને ઉન્નતિનું મૂળ સચ્ચરિત્રતાજ છે.



મનુષ્ય જે કાંઇ કામ કરે છે તે સુખને માટે જ કરે છે. સુખ મેળવવાની ઇચ્છા સર્વ મનુષ્યને સરખી જ હોય છે. સર્વનો ઉદ્દેશ એજ હોય છે કે પોતાને સુખ મળે. પરંતુ મોંઢે સુખ, સુખ એમ બોલ્યા કરવાથી કાંઈ સુખ મળતું નથી. પણ જ્યારે યોગ્ય રીતે પોતાનાં કર્તવ્ય કર્મોનું પાલન કરવામાં આવે છે ત્યારે જ સુખ મળે છે અને ઉન્નતિ પણ ત્યારેજ થાય છે. આજે જગત્માં ઘણા માણસો ઘણુંજ ધન ખર્ચીને અને મહેનત કરીને વિદ્યા પ્રાપ્ત કરે છે, તેનું શું કારણ ? માત્ર સુખ મળવાને માટેજ. કદી કોઇ સુખ કે દુઃખની વાત ઉપર ધ્યાન ન આપતાં કહે કે અમે તો ધન કમાવાને માટે વિદ્યાભ્યાસ કરીએ છીએ, તો જાણવું જોઇએ કે વિદ્યાભ્યાસનું ખરૂં રહસ્ય તેમના સમજવામાં આવેલું હોતું નથી. સુખથી દિવસો જાય તે માટેજ ધનને મેળવવાનો ઉદ્દેશ્ય હોય છે એથી એમ ન સમજવું જોઇએ કે માત્ર રૂપિયા કમાવાને માટે જ બાળકોને વિદ્યાભ્યાસ કરાવવામાં આવે છે. શિક્ષણનો મુખ્ય ઉદ્દેશ મનુષ્ય પોતાનું ચરિત્ર આદર્શરૂપ બનાવી શકે એજ હોય છે. કદી શીલસ્વભાવ સારો ન થાય તો પછી વિદ્યાભ્યાસનું ફળ શું ? મનુષ્ય યોનિમાં જન્મ મળવાથીજ માત્ર મનુષ્ય કહી શકાતા નથી, પરંતુ મનુષ્યની ગણત્રીમાં ગણાવાને માટે તો યોગ્ય શિક્ષણ મેળવવું એ આવશ્યક છે. યોગ્ય શિક્ષણ મળ્યા સિવાય વાસ્તવિક મનુષ્યતા પ્રાપ્ત થતી નથી, એથીજ નાનપ-

ણુથી બાળકોને શિક્ષણુ આપવામાં આવે છે.

આપણે માત્ર ધનકમાવાને માટેજ વિદ્યાભ્યાસ કરીએ છીએ, એવું કોઇપણ માણસે સમજવું જોઇએ નહીં. પરંતું તેમણે માનવું જોઇએ કે આપણે તો મનુષ્યપણાને સાર્થક કરવાને માટેજ વિદ્યા ભણીએ છીએ. સચ્ચરિત્રતાજ મનુષ્યપણાનું પ્રથમ સાધન છે. સર્વ લોક વિદ્યાનું અધ્યયન કરીને શિષ્ટાચાર, વિનય, યોગ્ય સાહસ, સહનશીલતા, અને સત્યપરાયણુતા વિગેરે અનેક ગુણોથી પોતાના હૃદયને અલંકૃત કરી અને સચ્ચરિત્રતા મેળવીને ઘણે અંશે પોતાની ઉન્નતિ કરી શકે છે. સચ્ચરિત્રતા મેળવ્યા પછીજ મનુષ્યના માનસિક સુખનો વિકાસ વિશેષરૂપે થાય છે. અને તે સચ્ચરિત્ર મનુષ્ય પોતાના દિવસો સ્વર્ગિય સુખમાં વ્યતિત કરી શકે છે. જ્યારે દુશ્ચરિત્ર મનુષ્યોનો સંસારમાં કોઈ વિશ્વાસ પણુ કરતું નથી. ખરૂં કહીએ તો આપણા દેશની અવનતિનું મૂળ કારણુ આપણી દુશ્ચરિત્રતાજ છે. આપણે જો આપણું વર્ત્તન ઉંચા પ્રકારનું રાખ્યું હોત તો દુઃખના દિવસો આપણા જોવામાં નજ આવત.

આજકાલ શ્રી રામચંદ્રજી, અને લક્ષ્મણજીના જેવા સુશીલ, યુધિષ્ટર જેવા સત્યવાદી, ભીષ્મના જેવા દૃઢ પ્રતિજ્ઞાશાળી, ભીમ, અર્જુન વિગેરેના જેવા ભ્રાતૃવત્સલ, વિદુરના જેવા વિનયી, વ્યાસ, વશિષ્ટ અને કપિલદેવ વિગેરે રૂષિમુનિયો જેવા જ્ઞાની, પૂર્વના આર્યગણો જેવા ધર્મભીરૂ, રાજભક્ત, તથા દયા, ક્ષમા વિગેરે ગુણોવાળા મનુષ્યો આજે કયાં છે? ખરૂં છે કે હજુ પણુ આદર્શ પુરૂષો હિંદમાંથી એકદમ અલોપ થયા નથી. આ પવિત્ર વિશાળ હિંદમાં આદર્શ પુરૂષોનો બિલકુલ અભાવ હોવો એ તો અસંભ-

વિતજ છે. આ વખતે પણ અનેક મહાપુરૂષો જન્મ લઇને પોતાનાં ઉદાર ચરિત્રોથી લોકોને અનેક ઉપદેશ આપ્યા કરે છે. સંસારમાં આદર્શ પુરૂષોનો અભાવ નથી. અભાવ માત્ર આપણી ઉન્નત દશા પ્રાપ્ત કરવાની કામનાનો, મહાત્માઓનાં આચરણ ગ્રહણ કરવાની શક્તિનો અને અયોગ્ય માર્ગેથી દૂર રાખી યોગ્ય રસ્તે ચલાવનારી બુદ્ધિનો છે.

સર્વ વિષયોમાં પ્રાચીન શ્રેષ્ટ પુરૂષોને આદર્શ ગણીને ચારિત્ર્યને શુદ્ધ કરવું એટલું જ નહિં, પરંતુ જે શ્રેષ્ટ છે, જે સુંદર છે, અને જે સત્ય છે તે સર્વ સમયમાં, સર્વ દેશોમાં અને સર્વ જાતિયોમાં શ્રેષ્ટ, સુંદર અને સત્યજ છે. એથી આપણે દેશ, કાલ, અને પાત્રનો વિચાર કરીને મહાપુરૂષોનાં દૃષ્ટાંત લઇને આપણા જીવનને સુધારવા પ્રયત્ન કરવો જોઇએ. આ પ્રકારે આપણે સુધરીને ઘણાજ થોડા વખતમાં ઉન્નતિના ઉંચા શિખરપર પહોંચી શકીએ છીએ. અને હાલ જે લોકો આપણા પ્રતિ તિરસ્કારની દૃષ્ટિએ જોતા હશે, તે લોકો આપણને સચ્ચરિત્રવાન્ જોઇને આપણું સન્માન કરવા લાગશે. ગુણના પક્ષપાતી થવું એ મનુષ્યનો સ્વાભાવિક ધર્મ છે. હિંદના જુદા જુદા પ્રદેશોમાં જુદી જુદી જાતના લોકો વસે છે, પ્રત્યેક પ્રદેશની બોલી, પહેરવેશ, આચાર, વિચાર વિગેરે જુદાં જુદાં હોય છે. સર્વ કોઇ પોતપોતાના દેશના રીવાજોને જ પસંદ કરે છે, એથી એક દેશના રહેનાર બીજા પ્રદેશના રહેનારની સાથે વિશેષ સહાનુભૂતિ રાખતા નથી. આ પ્રકારની પરસ્પરના વિભિન્નભાવથી દેશની ઘણી જ મોટી હાનિ થઇ રહી છે. આની સત્યતા તમે કોઇ બીજા દેશમાં જશો ત્યારે જણાશે. ધારો કે અમેરિકાની

કોઇ સભામાં કેટલાક ગુજરાતી, દક્ષિણી, પંઝાબી, બંગાલી અને નેપાલી હાજર હોય, તે વખતે કદી સ્વદેશ યા જન્મભૂમિની વાત નીકળે તો ભારત વર્ષના આ જુદા જુદા પ્રદેશ વાસિયોની દ્રષ્ટિ શું એકી સાથેજ ભારત વર્ષની તરફ નહીં પડે? શું ભારત વર્ષની પ્રશંસા સાંભળવાથી તેમનાં હૃદય ઉન્નત, અને નિંદા સાંભળવાથી તેમનાં મસ્તક નીચું નહીં નમે ? અવશ્ય સર્વને સરખી જ અસર થશે. ભારતવાસી કહેવાથી ગમે તો ગુજરાતી, દક્ષિણી, કે બંગાળી હશે સર્વને સરખો જ બોધ થવાનો. તમે કદી એમ ન સમજો કે ભારતવાસીની પ્રશંસા અથવા નિંદાની સાથે કેવળ વૃદ્ધો અને સમાજના મુખ્ય નેતાઓનો જ સંબંધ છે. તમે ધનવાન હો, દરિદ્ર હો, વિદ્વાન્ હો, મૂર્ખ હો કે ગમે તેવી અવસ્થામાં હો, તોપણ તમે પ્રત્યેક પ્રદેશ અને પ્રત્યેક સમાજના અંગરૂપ છો તમે સર્વે ભારતનાં જ સંતાન છો; ભારતની ઉન્નતિ યા અવનતિ બંને તમારા જ હાથમાં છે. નાનપણમાં વ્યાયામ કરવાથી જેમ શરીર સુંદર, સુવ્યવસ્થિત અને સુદૃઢ થાય છે તેવી જ રીતે ચરિત્રને સુધારવાથી મન ઉન્નત, સુશીલ, સત્યપરાયણ અને સાહસી થાય છે ચરિત્ર બળ મેળવવાથી આપણું હૃદય બળવાન બને છે. અને જ્યાંસુધી આપણે આ બળને મેળવતા નથી ત્યાં સુધી અધિક અને અધિક ધનનો સંચય કરવા છતાં પણ અવનતિના ઉંડા ખાડામાં પડતા જ રહેવાના. વિદ્યાભ્યાસ વખતે કેટલાક મનુષ્યો પોતાના ભવિષ્ય જીવનનું કાલ્પનિક ચિત્ર રચીને અનિશ્ચિત સુખમાં મગ્ન થઇ જાય છે, અને પોતાના અમૂલ્ય વર્તમાન સમયને ગુમાવી બેસે છે. જ્યારે તેમને પોતાની ભૂલ સમજાય છે ત્યારે પછી પસ્તાવો કરે છે. અને

પછી ઉદ્વિગ્ન થઇને નિરાશામાં દહાડા ગાળે છે. દુઃખ, લજ્જા, અને ક્ષોભથી તેનું મન વ્યગ્ર રહ્યા કરે છે. તેની પ્રથમની કલ્પના મય આશા, ઉદ્યમ અને ઉત્સાહ સર્વે એકી સાથે માટીમાં મળી જાય છે. જેથી કોઇપણ વિદ્યાર્થીએ વિદ્યાભ્યાસ કરતી વખતે પોતાના ભવિષ્યના સુખનાં કલ્પનામય ચિત્રોને રચવામાં મિથ્યા સમયને ન ગુમાવતાં પોતાના ચારિત્રને સુધારવાને માટે પ્રયત્ન કરવો જોઇએ કે તેને ભવિષ્યમાં પસ્તાવો કરવો પડે નહીં. અને કાલ્પનિક સુખને બદલે સાચું સુખ મેળવી શકે. કેટલાક આદર્શ મનુષ્યો પોતાની સચ્ચરિત્રતાથી સંસારમાં અક્ષય કીર્તિ સ્થાપિત કરીને અમર થઇ ગયા છે. આપણે પણ તેમના માર્ગનું અનુકરણ કરીને તેમની માફક ચિરકાલને માટે યશસ્વી થઇ જવું જોઇએ, કેમકે સર્વ ઉન્નતિનું મૂળ સચ્ચરિત્રતા જ છે.

ચરિત્ર સુધારવાને માટે કઇ કઇ સામગ્રિયોની આવશ્યકતા છે તે આ પુસ્તકનું બરાબર મનન કરવાથી તમારા જાણુવામાં આવશે. આ પુસ્તકને પુરેપુરૂં વાંચ્યા પછી તમારા સમજવામાં આવશે કે, તેમાં અનેક વિષયો છે, કે જેને તમે પ્રથમ જે પ્રકારે સમજતા હતા, તેનાથી તેના અર્થ કાંઈ વિલક્ષણુજ છે. જ્યારે તમે આ વિષયોનો યથાર્થ ભાવ જાણી લેશો ત્યારે એની મેળેજ તમારી આંખ ઉઘડી જશે.

સચ્ચરિત્ર પુરૂષનું સંક્ષિપ્ત લક્ષણુ એટલુંજ છે કે, તેમાં સત્ય પ્રિયતા, શિષ્ટાચાર, વિનય, પરોપકાર, અને ચિત્તની વિશુદ્ધતા એ ગુણો હોવા જોઇએ. બાકીના જેટલા ગુણો છે તે સર્વનો આ ગુણોમાં સમાવેશ થઇજ જાય છે.



# सत्य प्रियता ए साधु पुरुषोनो धर्म छे.



જે પ્રમાણમાં સત્યપ્રિયતાનો અભાવ છે તેજ પ્રમાણમાં સજ્જનતાનો નાશ છે. સત્યપ્રિયતા સમાજને માટે એક એવું ઉત્તમ બંધારણ છે કે જેથી સમાજની ઘણે ભાગે ઘણીજ ખામી દૂર થઇ જાય છે. માત્ર જુઠું ન બોલવાના ભયથીજ સમાજને ઘણે અંશે સુધારો થઇ શકે છે. પરંતુ ઘણા લોકોના મોંઢે એમ સાંભળવામાં આવે છે કે જુઠું બોલ્યા શિવાય કામ ચાલતું નથી. નિશાળમાં માસ્તરોની પાસે શિક્ષા થવાના ભયથી વિદ્યાર્થીઓ, ઘરમાં માબાપ અથવા તો તેવાજ ગુરૂજનોના ધિક્કાર કે ઠપકાના ભયથી બાળકો, શેઠના ભયથી નોકરો, અને સમાજની નિંદા અને લોકલજ્જાના ભયથી ગામના રહેવાસીયોને જુઠુ બોલવાની ટેવ પડી જાય છે. આ પ્રમાણે જુઠું બોલવાનું કારણ ભય છે. અને ભયને લીધેજ લોકો જુઠની સહાયતા લે છે. ભીરૂતા યા કાયરતા સિવાય આ મિથ્યા ભાષણનું કાંઇ બીજું કારણ નથી. કાંઇક સામાન્ય ગુણોના અભાવથી આ મોટો દોષ ઉત્પન્ન થાય છે. વગર વિચારે જ્યારે કોઇ અયોગ્ય કામ કરી બેસે છે ત્યારે તેને બીક ઉત્પન્ન થાય છે. તે વિચાર કરે છે કે, દોષ કે ભૂલ કબુલ કરવાથી શિક્ષાને, ક્રોધને કે તિરસ્કારને પાત્ર થવાશે, આડોશ પાડોશના લોક મારા તરફ તિરસ્કારની દૃષ્ટિએ જોવા માંડશે; અને બીજાં પણ મારે ઘણાં સંકટો વેઠવાં પડશે. એવી હાલતમાં શું કરવું જોઇએ ? પોતાનો દોષ કબુલ કરીને શીક્ષા સહન

કરવી યોગ્ય છે, કે જુઠની મદદ લઇને પોતાના દોષને છુપાવી શિક્ષાથી બચી જવું એ યોગ્ય છે? ઘણા તો આ અપરાધી વ્યક્તિને એજ સલાહ આપશે કે સહેજ જુઠું બોલવાથી જ્યારે મહાન સંકટ મટી જતું હોય તો પછી જુઠું બોલવામાં શું હરકત છે. જ્યારે શુદ્ધ ચરિત્રવાળા કહેશે કે અપરાધી પોતાના દોષને છુપાવીને એકવાર કદાચ બચી જાય છે. પરંતુ તેજ ઘડીથી તેના ભવિષ્યની આશા, શુભ સંકલ્પ સર્વદાને માટે ગુમાવી બેસે છે. પોતાના અપરાધથી આવી પડનાર સંકટમાંથી બચવાને માટે વારંવાર તેને જુઠું બોલવું પડે છે, હૃદયનો ઉચ્ચભાવ જતો રહે છે. પોતાના દોષને કબુલ કરવાથી, સત્ય બોલનારને શીક્ષા સહન તો કરવી પડે છે, પરંતુ સત્યના પ્રભાવથી તેનું હૃદય તે શિક્ષાને સહન કરવા કરતાં અધિક ઉન્નત બને છે. તેના મનમાંનો સઘળો ભય જતો રહે છે. તેને જુઠું બોલવાને માટે પછીથી કદી ગભરાવું પડતું નથી. પરંતુ જે મિથ્યાવાદી છે તે હંમેશાં ભયભીત રહે છે, તેમનું હૃદય ઉદ્વિગ્ન રહ્યાં કરે છે. તેના જીવમાં એની મેળેજ ગ્લાનિ રહ્યાં કરે છે. તે કુટિલ બનીને નીચામાં નીચાં કામ કરવા મંડી પડે છે. બહારથી તે ભલે ઐશ્વર્યશાળી જણાય પરંતુ અંદરથી તે હંમેશાં બેચેન રહ્યાં કરે છે. જે લોક સત્યવાદી હોય છે તેના મનમાં શાંતિ, હૃદયમાં સાહસ, વચનમાં સ્પષ્ટતા અને દૃષ્ટિમાં તેજ જણાઇ આવે છે. સભ્ય સમાજમાં તેનું માન જળવાય છે. સારા ગુણો પ્રતિષ્ઠા સર્વ સમયે સર્વ દેશોમાં થાય છે. સત્ય ભાષણ એ એક એવો મુખ્ય ગુણ છે કે જેને ધારણ કરવાથી મનુષ્ય માત્ર ગૌરવાન્વિત થઇ શકે છે. જે અસત્યના ઉપાસક છે તેને કોઇ પણ વખતે મહત્વ મળી શકાતું નથી.

જે સર્વ ગુણોની જયોતિથી સંસાર ઝગમગી રહ્યો છે, તે ગુણોને પ્રાપ્ત કરવાની ઇચ્છા કોને નથી થતી ? તે સર્વ ગુણોને કોઇ એકી સાથે પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે તોપણ તે કદી બની શકે તેમ નથી. હા, કદાચ એકે એકે ગુણોનો અભ્યાસ કરવાથી તે પ્રાપ્ત કરી શકે છે. અવગુણ અનાયાસજ પ્રાપ્ત થાય છે પણ ગુણતો વિશેષ સાધના કરવાથીજ મળે છે. કદી જો તમે ગુણોનો સંગ્રહ કરવાનું ઇચ્છતા હો, તો તેનો સુગમ ઉપાય એજ છે કે, સર્વથી પહેલાં તમારે સત્યનો આશરો લેવો જોઇએ. દૃઢતા પૂર્વક પ્રતિજ્ઞા કરો કે " હું કદી જુઠુ નહિં બોલું. " બસ એક સત્યનો આશ્રય ગ્રહણ કરવાથીજ બીજા જેટલા ગુણો છે તે એની મેળેજ તમારા હાથમાં આવી પડશે.

એક મહાત્માનું કથન છે કે, ' જ્ઞાન એજ શક્તિ છે. ' જ્ઞાનનું સ્વરૂપ સત્ય છે, અને અજ્ઞાનનું સ્વરૂપ અસત્ય છે. આ સિદ્ધાન્તથી સત્ય અને શક્તિમાં કાંઇ ભેદ રહેતો નથી. જેમાં જેટલો સત્યનો અંશ હોય તે એટલોજ શક્તમાન છે. સંસારમાં જેટલા અનિષ્ટ બનાવો બને છે, તે સર્વનું કારણ માત્ર સત્યની ખામીજ છે. આપણે દુર ન જતાં આપણા હિંદની પૂર્વનીજ સ્થિતિ તરફ લક્ષ આપીશું તો જણાશેજ કે, જે વખતે સત્યનો પ્રભાવ હતો, સર્વ કોઇના આચાર વ્યવહાર વિશુદ્ધ હતા. છલ કપટને લોકો મહા પાપરૂપ સમજતા હતા, તે વખતે હિંદમાં શક્તિ, સમૃદ્ધિ અને સુખ હતું. જેમ જેમ સત્યનો ક્ષય થવા માંડયો તેમ તેમ હિંદવાસી આર્યો શક્તિહીન થવા લાગ્યા.

પ્રાચીન હીંદની સત્ય પ્રિયતા, સ્વધર્મ નિષ્ટા, સાધુતા, ધીરતા

અને વીરતાની સાથે, વર્તમાન હીંદની અસત્યપરતા, દુરાચાર, અશિષ્ટતા, અધીરતા, અને ભીરૂતાની તુલના કરીએ છીએ, તો હૃદય વિદીર્ણ થઈ જાય છે, અને લજ્જાથી આપણું માથું નીચું નમી જાય છે. પરંતુ જો આપણે હજુ પણ સત્યવ્રતને ધારણ કરીને આપણા ચરિત્રને સુધારીશું, તો થોડાજ દિવસોમાં વર્તમાન ભારતના સમસ્ત કલંકોને ટાળી શકીશું. આજકાલ કેટલાક વિદેશીયો આપણી આવી રીતભાત માટે હજુ પણ હસ્યાં કરે છે, તેઓ આપણું વર્તન સુધરતાં વારંવાર આપણી પ્રશંસા કરશે. આપણે હંમેશાં સત્યનુ પાલન કરવાનો દૃઢ સંકલ્પ કરવો જોઇએ. સંકટના વખતમાં પણ સત્યનો ત્યાગ નહીં કરવો જોઇએ. અને આપણા દોષ છુપાવવાને માટે કદી પણ અસત્યને આપણી પાસે આવવા ન દેવો જોઇએ. મુક્ત કંઠે આપણા દોષને સ્વીકાર કરતાં શીખો અને તેમાં સ્વપ્ને પણ ભયને ન ધારણ કરો.

# आपणा दोषोने कबुल करवा ए महत्वनुं लक्षण छे.



જે નામાં માનસિક બળ નથી હોતું તેજ પોતાના દોષોનો સ્વિકાર કરવાને માટે ચર્ચા કરે છે, તે એમ નથી સમજતા કે અપરાધનો સ્વિકાર કરવો એ હૃદયની દુર્બળતા નથી પરંતુ હૃદયનું મહત્વ છે. પોતાના દોષો

પ્રકટ કરી દેવાથીજ મનુષ્ય નિર્દોષ થઇ શકે છે. તેના મનમાં શાન્તિ પ્રાપ્ત થાય છે, ચરિત્ર નિર્મળ થાય છે અને અપયશને બદલે સુયશને મેળવી શકાય છે. અયોગ્ય કામ કદાચ થઇ જાય તોપણુ પોતાના દોષને કબુલ કરવો એ સાધુતાનું કામ છે, જે મનુષ્યો પોતાના દોષને છુપાવે છે તેમને ચોર સમજવા જોઇએ. જે પોતાના દોષ જેટલા પ્રમાણુમાં છુપાવવાનો પ્રયત્ન કરે છે, તેટલાજ પ્રમાણુમાં તે પોતાને વધુ દોષવાન બનાવે છે. પોતાના દોષોને છુપાવવાથી કોઇપણુ પુરૂષને સાધુ કહી શકાય નહીં, સાધુ ત્યારેજ કહી શકાય છે કે જયારે તે ખરેખરી રીતે પોતાના દોષને પ્રકટ કરી દે છે અને પોતાના કરેલા દોષોને માટે પશ્ચાતાપ કરે છે.

દોષ છુપાવવાને માટે જુઠું બોલવું, એ એક દોષ કર્યા ઉપરાંત બીજો દોષ કરવાની બરોબર છે. દોષથી દોષનો ઉદ્ધાર કદી થઈ શકતો નથી. અગ્નિથી અગ્નિ કદી કોઇ હોલવી શકતું નથી. કાદવથી કોઇ કાદવનો ડાઘો સાફ કરી શકતો નથી. જેમ અગ્નિ હોલવવાને માટે પાણીની જરૂર છે તેવી જ રીતે દોષોને ટાળવાને માટે સત્યની આવશ્યકતા છે. જેથી સારી રીતે યાદ રાખો કે એક જુઠ છુપાવવાને માટે બીજીવાર જુઠની જરૂર પડે છે. અર્થાત્ જ્યાં મોંમાંથી એકવાર જુઠી વાત નીકળી, કે ત્યાં બીજીવાર જુઠું બોલવાનું તૈયાર જ રહે છે. એકવાર જુઠું બોલ્યા પછી કાંણુ જાણે કેટલીય વખત જુઠું બોલવું પડે છે, જેથી ઉત્તરોત્તર દોષોની જ વૃદ્ધિ થાય છે. જેનું ચરિત્ર બગડેલું હોય છે, જે હૃદયના દુર્બળ હોય છે, તે પોતાના દોષો છુપાવવાને માટે ઘણીજ કોશિશો કરે છે. આજકાલ અહંકારથી ફુલાઇ જતા ઘણા લોકો જોવામાં આવે છે.

વ્યસનોને જ કેટલાક પોતાનું કર્તવ્ય સમજે છે અને વિદ્વાન્ હોવા છતાં પણ કેટલાક મૂર્ખતાનું કામ કરે છે. કેટલાક બુદ્ધિમાન તો એક તસુ જમીનને માટે, મોટાઇ મેળવવાને માટે, ક્ષણિક સુખ ભોગવવાને માટે તેમજ તેવા અનેક નાના પ્રકારના લાભો મેળવવાને માટે જુઠું બોલી પોતાના અમૂલ્ય ચરિત્રને કલંકિત કરી બેસે છે.

કેટલાક મનુષ્યો પોતાના દુશ્ચરિત્ર જનિત દોષોને છુપાવવાના હેતુથી ઘણું જ દ્રવ્ય ખર્ચીને અને વિવિધ પ્રકારના બાહ્યાડંબર કરીને સુયશ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે છે અને કોઈ કોઇ વખતે કૃતકાર્ય પણ થાય છે. પરંતુ સત્ય એ તો સત્ય જ છે, અસત્યની કદી પણ વૃદ્ધિ થતી નથી, એ નિયમાનુંસાર એવા પુરૂષોનું નામ અને યશ થોડાજ દિવસોમાં લુપ્ત થઇ જાય છે. જેનું આચરણ ઉત્તમ હોય છે તેઓ બાહ્યાડંબર કાંઇ પણ નહીં કરવા છતાં પણ સભ્ય સમાજમાં માનને મેળવે છે, અને જન સમૂહમાં પણ સર્વત્ર તેનું સન્માન થાય છે. જેનાં આચરણ સારાં હોતાં નથી, તે યશના લોભથી અનેક સારાં કામોને કરવા છતાં પણ પોતાના દુશ્ચરિત્રના કલંકને દુર કરી શકતા નથી. તેને માટે સર્વ લોક એજ કહ્યાં કરે છે કે, " તે ઘણાં સારાં કામો કરી ગયા છે એ ખરૂં, પણ તેનું જીવન પવિત્રતા સિવાયનું હતું. " એવા લોક જનસમાજમાં ધન્યવાદ અને કૃતજ્ઞતાના પાત્ર થઇ શકે છે, પણ તેના ઉપર લોકોની શ્રદ્ધા કે ભક્તિ ઉત્પન્ન થઇ શકતી નથી. હૃદયથી કોઇ તેના ઉપર પ્રેમ રાખતું નથી. કિર્તિવંત કાર્ય કરવા છતાં પણ લોકોની દૃષ્ટિમાં અશ્રદ્ધેય, અપ્રીતિભાજન અને અપૂજ્ય થવામાં માત્ર દુરાચારજ એક મુખ્ય કારણ હોય છે. સાદા આચરણનો પ્રભાવ એટલો

પ્રબલ છે કે એક સચ્ચરિત્ર પુરૂષની દેખાદેખી સમસ્ત જાતિની ઉન્નતિ થઇ શકે છે. એવાજ એક દુશ્ચરિત્રના સંસર્ગથી આખું ગામ દુષિત થઇ શકે છે. અને તેથી ખરૂં કહીએ તો તેમાંથી એ સિદ્ધાન્ત નિકળે છે કે દુરાચારીનો સંગ કે સોબત એ રોગની માફક હંમેશાં ત્યાગ કરવા યોગ્ય છે. સત્યથી ચલિત ન થવું એ જેમ સાધુઓનો ધર્મ છે તેવીજ રીતે પોતાના દોષને કબુલ કરવો એ સચ્ચરિત્ર પુરૂષોનું મુખ્ય લક્ષણ છે. સ્વર્ગિય મહાત્મા ગોવિંદમોહનરાય, વિદ્યાવિનોદ આ વિષયમાં આપણે માટે આદર્શ સ્વરૂપ થઇ ગયા છે. તેમણે પોતાની બાલ્યાવસ્થામાંજ પોતાની તેજસ્વિતા, સત્યપ્રિયતા અને પોતાના મહત્ત્વનો જે કાંઇ થોડો ઘણો પરિચય આપ્યો છે તે સર્વ કોઇને માટે અનુકરણ કરવા યોગ્ય છે. એક વખત નાનપણમાં મહાત્મા ગોવિંદમોહન નાવમાં બેસીને રંગપુર જતા હતા, તે વખતે રેલ્વે નહીં હોવાથી પાણીના રસ્તે લોકોને મુસાફરી કરવી પડતી હતી અને તેથી મુસાફરીમાં વખત પણ વધુ જતો હતો. તે વખતે રસોઇપાણી બનાવવાં, ખાવું પીવું વિગેરે સર્વ નાવમાંજ થતું-હતું; રંગપુર જનારાઓમાંના કેટલાક માંસાહારી માણસોએ તે વખતે રસ્તામાં એક માછી પાસેથી એક મોટી માછલી જીવતી વેચાતી લીધી. એવા વખતે જો કદી કોઇને ઇપ્સિત વસ્તુ મળી જાય છે તો તેના આનંદનો પાર રહેતો નથી. તેમ આ લોકોને આવી મોટી માછલી મળી તેથી ઘણોજ આનંદ માનવા લાગ્યા, પરંતું બાળક ગોવિંદમોહનના મુખ ઉપર તો પ્રસન્નતાનું ચિન્હ પણ જોવામાં ન આવ્યું. તે લોકો આનંદમાં હતા. માત્ર આ એકજ બાળકને બહુજ ચિંતા થતી હતી. તે એ વિચારમાં વ્યાકુલ થઇ રહ્યો હતો કે પોતાના ઉદરપૂર્ત્તિને માટે આ લોકો

આટલી મોટી માછલીને મારી નાંખશે. બાળકે ધાર્યું કે, હું મારા હાથે તો તેને મારી નાંખીશ નહીં, તેમજ તેનો સ્પર્શ પણ નહીં કરૂં, પરંતુ મારી દૃષ્ટિ સામે આ લોક એને મારીને ટુકડે ટુકડા કરી નાંખશે એ હું શી રીતે દેખી શકીશ જ્યારે આ લોકો તે જીવની માછલી કંઇ નાસી ન જાય તે માટે કોઇએક નિશ્ચિંત જગ્યાએ બરોબર મુકીને બીજા કામને માટે બીજી જગ્યાએ ગયા, ત્યારે આ બાળકે તે માછલીને નદીના અગાધ જળમાં છોડી દીધી.

ગોવીંદમોહનને ખબર જ હતી કે તે દિવસે આ માછલી જ આ લોકોના આનંદનું કારણ હતી, અને તેથી તેને પાણીમાં છોડી દેવાથી તે સર્વના ક્રોધને પાત્ર થશે તે વાતની પણ ગોવિંદ મોહનને ખબર હતી, પરંતુ મ છલીના પ્રાણનું રક્ષણ કરવાને માટે તેણે જરા પણ આઘી પાછી ન કરી.

જ્યારે તે લોકોએ આવીને તે માછલીની શોધ કરી અને માછલી ન મળી ત્યારે અધીરા બની ગયા. આથી મહાત્મા ગોવિંદ મોહને ડરનો જરા પણ ભય ન રાખીને આ લોકોને કહી દીધું કે, "મેંજ માછલીને પાણીમાં નસાડી મુકી છે." ધન્ય છે આવા દયાવાળા અને ભયથી ન ડરતાં સત્ય વાતને જ કહી દેનાર વીર પુરૂષને.

એજ રીતે એક વખતે ગ્રીષ્મ કાળમાં બસીર મુહમદખાં નામનો એક કાબુલી વેપારી બંગાળામાંથી અફગાનીસ્તાન પાછો જતી વખતે પંઝાબના બન્નુ શહેરમાં બે ચાર દિવસને માટે રહ્યો હતો. તેણે તે શહેરમાં એક મોટો બાગ હતો ત્યાં મુકામ કર્યો હતો. જ્યારે તે ત્યાંથી પોતાના દેશમાં જવાને તૈયાર થઈ નીકળ્યો

ત્યારે ઉતાવળમાં તેની રૂપિયાની થેલી ત્યાં ભુલી ગયો તે થેલીમાં પાંચ હજાર રૂપિયા હતા. જ્યારે કેટલેક વેગળે ગયો ત્યારે તેણે પોતાની પાસે રૂપિયાની થેલી ન જોઇ, તેથી તે પાછો તે બાગની તરફ એ બાકળો દોડતો આવ્યો. રસ્તામાં તે વખતે તેને તેર ચૌદ વર્ષનો એક બંગાળી બાળક મળ્યો, તે બાળકે તેને ગભરાયલો જોઇ પૂછ્યું, “ શું આપની કોઇ ચીજ ખોવાઇ ગઈ છે ?” વેપારીએ કહ્યું, “ મારી રૂપિયાની થેલી ખોવાઇ ગઇ છે.” આ સાંભળી બાળકે તુરતજ થેલી બતાવીને કહ્યું, “ શું આ થેલી આપની છે ? લ્યો.” કાબુલીએ થેલીમાંના રૂપિયા બાળકને બતાવીને કહ્યું, “ તમારા મનમાં આ રૂપિયાની લાલચ કેમ ન થઇ ?” બંગાળી બાળકે કહ્યું મને નાનપણથી એવું શિક્ષણ મળ્યું છે કે, બીજાના દ્રવ્યને માટીની બરોબર સમજવું જોઇએ.” બાળકની આ વાત સાંભળીને કાબુલીને ઘણોજ આનંદ થયો. તેણે પોતાના મનમાં કહ્યું, “ આવા પુત્ર રત્નને મેળવીને કોણ જાણે કે તેના માબાપને કેટલો હર્ષ થતો હશે.” આખરે કાબુલી વેપારીએ તેના આ મહાન ઉપકારના બદલામાં ઇનામ તરીકે પાંચ રૂપિયા તે બાળકને આપવા માંડયા તે જોઇ બાળકે કહ્યું, “ મેં આપનો એવો કયો ઉપકાર કર્યો છે કે, જેના બદલામાં હું આપની પાસેથી એ રૂપિયા લઉં. આપના રૂપિયા હતા અને તે આપને આપ્યા એ તો મેં મારા કર્તવ્યનું જ પાલન કર્યું છે.

આ કાબુલીએ એ વૃતાન્ત તે વખતે એક અંગરેજી પેપરમાં પ્રકટ કર્યું હતું, તેમાં તેણે પોતાના લેખના અંતે લખ્યું હતું કે, “ તે રૂપિયા મારા નહતા, પણ મારા શેઠના હતા. જો તે રૂપિયા તે બાળકે ન આપ્યા હોત તો મારે કેદમાં જવું પડત, અને મારા

ઉપરથી લોકોનો વિશ્વાસ ઉઠી જાત. આ બાળકે જે મારો ઉપકાર કર્યો છે તેનું વર્ણન હું શબ્દથી કરી શકું તેમ નથી. તેની આગળ હું મારી કૃતજ્ઞતા કેવી રીતે પ્રકટ કરૂં તે મારા સમજવામાં આવતું નથી. તેની સજ્જનતાની પ્રશંસા જેટલી કરવામાં આવે તેટલી ઓછી છે. હું મારા આ પરમોપકારી બાળકને આ જીંદગીમાંતો કદી નહીંજ ભૂલું. તેના દીર્ઘજીવન અને સુખસમ્પત્તિને માટે હું સર્વદા ઇશ્વરની પાસે પ્રાર્થના કર્યા કરીશ, હું એ બાળકને અંતઃકરણ પૂર્વક આશીર્વાદ આપું છું કે તે સર્વદા સુખી રહો, કદી પણ તેને કોઇ પણ પ્રકારનું દુઃખ ન પડો, અને તેનું દરેક કાર્ય સિદ્ધ થાવ." આ બાળકનું નામ વીરેશ્વર મુખોપાધ્યાય છે. ધન્ય છે આવા પુરૂષોની સજ્જનતાને કે જે હજારો રૂપિયા અનાયાસ પ્રાપ્ત થવા છતાં પણ બીલકુલ તેની લાલચમાં ન લપટાતાં માત્ર સત્યનેજ વળગી રહેછે.

નૈતિક બળની ખામીનુંજ નામ બીક યા કાયંરતા છે. સ્કુલોમાં આવાં બાળકોની સંખ્યા કેટલી હોય છે કે જે અપરાધ કરીને સ્વીકાર કરતા હોય ? એવા વિદ્યાર્થી કેટલા હોય છે કે જે શિક્ષા થવાનું જાણ્યા છતાં પણ પોતાના અપરાધને કબુલ કરવાનું સાહસ કરે છે ? જો તમારા મનની બીક ન ગઇ તો પછી તમે મોટા મોટા ગ્રંથોને ભણીને પણ શું કર્યું ? જ્યાં સુધી તમે બીકણ રહેશો ત્યાં સુધી ખરૂં કહીશું તો તમને વિદ્યાનું ખરૂં ફળ મળ્યુંજ નથીજ. જયારે તમે સારા માર્ગે વર્તશો ત્યારેજ તમારી જેટલી બીક, જડતા અને મલિનતા હશે તે જેમ સૂર્ય ઉદય થતાં અંધકાર દૂર થઇ જાય છે તેમ દૂર થઇ જશે.

આ વખતે જે મિથ્યા ભાષણ અને જાતીય ભીરુત્વ ઘેરેઘેર

આદરમાન પામી રહ્યાં છે અને જેને લીધે પ્રાચીન હીંદ આ વખતે લજ્જા અને ગ્લાનિથી એકદમ તેજહીન થઇ રહ્યો છે, તેનું કારણ પણ નૈતિકબળની ખામીજ સમજવું.

રામાયણ, મહાભારત કે રાજસ્થાન વિગેરે ગ્રંથોનાં દ્દષ્ટાંત બતાવીને અથવા આપણા પ્રાતઃસ્મરણીય મહાનુભાવોનાં પવિત્ર નામોલ્લેખ કરીનેજ આપણને ધન્ય માનવાથી કામ ચાલવાનું નથી. જો મહાત્માઓના ચરિત્રનું અનુકરણ નહીં કરો, જો તેમના ઉપદેશાનુસાર કામ નહીં કરો, તો સેંકડો રામાયણ કે સેંકડો મહાભારત હાજર હોવા છતાં પણ આ દીનહીન ભારતનું કલંક મટવાનું નહીં. તમારા એક સાધારણમાં સાધારણ સારૂં કામ કરવાથી જગત્ જેટલું તમને ઓળખી શકશે તેટલું તમારા ગ્રંથોથી ઓળખી શકશે નહીં. સુમાર્ગને ધારણ કરીને ઉત્તમ કામોને કરી બતાવવાં એજ આપણું કર્ત્તવ્ય છે. સુમાર્ગ શોધવાને માટે તમારે કંઇ જવું પડે તેમ નથી. મહાત્માઓનો સર્વવ્યાપી, સુયશ અને તેનાં પવિત્ર જીવન ચરિત્રજ તમારે માટે સુમાર્ગને બતલાવનાર છે. બાળક ગોવિંદમોહને પોતાનો ગુન્હો કબુલ કરીને જેમ પોતાનું મહત્વ બતાવી આપ્યું છે, બંગાળી બાળક વીરેશ્વર મુખોપાધ્યાયે પાંચહજાર રૂપિયાને પણ માટીના તુલ્ય સમજીને પોતાની નિર્લોભતા, સત્યવાદિતા, સાધુતા, અને કર્ત્તવ્ય બુદ્ધિનો જેવો થોડો ઘણો પણ પરિચય આપ્યો છે, તેવીજ રીતે ઇચ્છા કરવાથી તમે પણ અનાયાસે તેવાં કામો કરતા કરતા સુયશ પ્રાપ્ત કરી શકશો, અન્યના વિશ્વાસપાત્ર બની શકશો, અને પોતાની ઉન્નતિ કરવાની સાથેજ આ જગત્ ઉપર પણ કાંઇક ઉપકાર કરી શકશો.

# મનુષ્યતા.



મનુષ્ય હોવા છતાં પણ મનુષ્યતાનું જ્ઞાન થવું એ કઠિન છે. ધન ઉપાર્જન કરીને કુટુંમ્બ પાલન કરવાથી અથવા અધિક ધન સમ્પત્તિના માલીક થઇને ભોગ વિલાસમાં જીવન ગાળવાથી કોઇ મનુષ્ય કહી શકાતું નથી. અનેક શાસ્ત્રોને મુખાગ્ર કરવાથી પણ કોઇ મનુષ્ય થવાનો દાવો કરી શકે તેમ નથી મનુષ્યનું લક્ષણ કેવળ ધનવાન વા વિદ્વાન થવું એટલુંજ નથી; જો તેમજ હોત તો કોઈ કોઇ વખતે કેટલાક ધન કુબેરોને અને ઘણાય શાસ્ત્રજ્ઞ વિદ્વાનોને લોકો પશુ કહીને ધિક્કારત નહીં? લખતાં વાંચતાં આવડ્યું એટલે શું થયું, તેનામાં મનુષ્યતા તો બિલકુલ છેજ નહીં.” આ પ્રકારનાં વાક્યો કોઇ કોઇ વખતે અનેક માણસોને મોઢેથી સાંભળીએ છીએ. એથી સમજાય છે કે, ધન-સમ્પત્તિ અને વિદ્યાની સાથે મનુષ્યતાનો સંબંધ માત્ર નામનો જ છે. મનુષ્યતા એતો કોઇ જુદીજ વસ્તુ છે. આત્માની સાથે તેનો ગાઢ સંબંધ છે. જેનામાં આત્મબળ છે, તેનેજ મનુષ્યતા પ્રાપ્ત થઇ શકે છે. આત્મસંયમ અને આત્મત્યાગ એ એજ મનુષ્યતાને માટે મુખ્ય ગુણ છે. ચિત્ત અને ઇન્દ્રિયોને પોતાના વશમાં રાખવાં એનુંજ નામ આત્મસંયમ છે. પરોપકારને માટે સુખ દુઃખની કોઇ પણ પરવા ન કરવી એજ આત્મવિસર્જન છે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ જે છ આત્માના શત્રુ

છે, તેનેજ માત્ર દબાવવા એનું નામ આત્મસંયમ નથી. પણ આ શત્રુઓની સાથે સાથે પંચેન્દ્રિયોનો નિગ્રહ કરવો એ આત્મસંયમનું લક્ષણ છે. જ્ઞાનેંદ્રિયોમાં સર્વથી પ્રબળ જીંહ્વા છે; એથી સર્વથી વધારે જીંહ્વાને કાબુમાં રાખવી એ આવશ્યક છે. ક્રોધાદિ શત્રુઓને ડબાવવાથી ઈંદ્રિયો પણ કાંઇક વશ થઇ જાય છે, પરંતું અભ્યાસ પડી જવાના દોષથી કદી કદી એવું થઇ જાય છે કે, જે વખતે તમારા મનમાં ક્રોધ ન હોય તેમ હિંસાવૃત્તિની પ્રવૃત્તિ પણ ન હોય, તે વખતે પણ તમે કોઇ માણુસના સરળ પ્રશ્નનો કઠોર ઉત્તર આપી દો છો, અથવા હસવા હસવામાં કોઇ મર્મચ્છેદક વાતને કહી દો છો. આ વખતે ગમે તો આ પ્રકારે કઠોર વાણી કહીને બીજાના જીવને દુઃખવવાનો તમારો વિચાર ન હોય પરંતું રાત દિવસના અભ્યાસથી તમારાથી તેમ બની જાય છે. તેનું કારણ જીભને તેવો અભ્યાસ પડેલો હોય છે. કે જે અનાયાસે તેનું કામ કરી દેછે. અને તમને તેના હિતાહિતનું પણ ભાન થવા દેતી નથી. એથી જીભને રોકવી એ ઘણુંજ કઠિન કામ છે. જયાં સુધી તમે શરીર અને મનને બગાડનાર ખરાબ ટેવોને દુર કરવાને માટે સમર્થ નહીં થાવ, ત્યાં સુધી તમે તમારી ઉન્નતિ કરવામાં પણ અસમર્થજ છો. વિદ્યાર્થીઓમાં કેટલાય એવા નીકળશે કે જે પોતાની ખરાબ ટેવના ખરાબ પરિણામને જાણવા છતાં પણ તેથી મુક્ત થતા નથી. અને તેનું કારણ કે તેમને તેનો ઘણા લાંબા વખતનો અભ્યાસ પડી રહેલો હોય છે. આ અભ્યાસને જીતવાને માટે તેણે વીરત્વને ધારણ કરવું જોઇએ. જો તમે તમારા અભ્યાસના ઉપર વિજય પ્રાપ્ત કરશો તો પછીથી તમને કોઇ પ્રબળ શત્રુઓના ઉપર વિજય મેળવ્યા જેટલો આનંદ પ્રાપ્ત થશે. જયારે તમે તમારા શરીરના શત્રુઓને

જીતશો ત્યારેજ તમને એવી શક્તિ પ્રાપ્ત થશે કે જેથી તમે સંસા-રને પણ જીતી શકશો.

તેવીજ રીતે બાહ્ય અને અભ્યંન્તરિક બંને નેત્રાને પોતાના વ-શમાં રાખવાં જોઇએ. આ પ્રકારે પોતાની ઈંદ્રિયોને અને કામક્રોધાદિ શત્રુઓના ઉપર વિજય મેળવવાને માટે પ્રયત્ન કર્યા કરવો જોઇએ જો કદી ચિત્ત વૃત્તિને તમે તમારા વશમાં કરી લીધી તો માનો કે તમે અર્ધી મનુષ્યતા પ્રાપ્ત કરી લીધી, મનુષ્યત્વનું મુખ્ય સ્થાન હૃદય છે. અને આચાર વ્યવહારથીજ હૃદયનો પરિચય થઇ શકે છે, લોક સારી રીત ભાતથી મનુષ્ય અને ખરાબ રીત ભાતથી પશુની તુલ્ય ગણવામાં આવે છે, તમે કાદી ઉદાર, પરોપકાર, વિનયી, શિષ્ટ આચારવાન, અને કર્ત્તવ્યપરાયણ હશો તો સંસારના સર્વ લોક તમને મનુષ્ય કહેશે અને તમે પણ સમજી શકશો કે મનુષ્યતા કાને કહે છે.

## દોહરો.

મણિ મુક્તા ઇચ્છું નહિં, નહીં રાજ સન્માન,
હું ઇચ્છું સચ્ચરિત યુક્ત, જીવન શુદ્ધ મહાન. ૧
કાયર બનું અધર્મમાં, સુધર્મ વખતે વીર;
સંપત્તિમાં વિનયી બનું, વિપત્તિ સમયે ધીર. ૨
બાળક સમ મારી રહો, નિર્મળ મતિ ગતિ નિત્ય;
છલ પ્રપંચ ત્યજી સત્ય યુક્ત, કરૂં સદા શુભ કૃત્ય. ૩
પન્દ્રિય ગણુ અને મન રહે, નિત્ય મારા વશમાંહિ;
કામ ક્રોધ મદ મોહને, થઉં હું કદી વશ નહીં. ૪
એવી આપો ઉદારતા, કરી કરૂણા પ્રભુ મૂજ;
સર્વે જોઉં એક સમ, કદી ન ભૂલૂં તુજ. ૫



# દ્વિતિય પરિચ્છેદ.

अन्यस्माद्यादृशं स्वस्मै व्यवहारमपेक्षसे ।
अन्यस्मै तादृशं कर्त्तुमुत्सहस्व त्वमप्यहो ॥ १ ॥

પોતાને માટે જેવો વ્યવહાર પસંદ કરો તેવોજ બીજાને માટે પણ ઇચ્છો. ૧.

क्षमन्ते शतशो दोषान सदयस्य यथा हरिः ।
तथा शिष्टकृतान दोषान् सहन्ते सकला जनाः ॥ २ ॥

ઇશ્વર જેમ દયાળુઓના અપરાધને સહન કરે છે, તેવીજ રીતે સાધુ પુરૂષોના દોષોને સર્વ લોકો સહન કરી લેછે. ૨.

दुर्जनः परिहर्तव्यो विद्यालंकृतोऽपि सः ।
मणिनाभूषितः सर्पः किमसौ न भयंकरः ? ॥ ३ ॥

દુર્જન વિદ્વાન હોય તો પણ તે ત્યાગ કરવા યોગ્ય છે, મણિથી વિભૂષિત થયેલો સાપ શું ભયંકર નથી હોતો ! ૩

धीराणां भूषणं विद्या मन्त्रिणां भूषणं नृपः ।
भूषणं च पतिः स्त्रीणां शीलं सर्वस्य भूषणम् ॥ ४ ॥

ધીરનું ભૂષણ વિદ્યા છે, રાજાનું ભૂષણ પ્રધાન છે; સ્ત્રીનું ભૂષણ પતિ છે અને સર્વનું ભૂષણ શીલ છે. ૪

शीलावलंबनमहर्निशमिष्टचिन्ता वित्तानुरुपमशनाभरणादिकार्यम् ।
वार्यं च दुर्जन समाज निजप्रशंसा हास्यादि सज्जनवचो हृदये निधेयम् ॥ ५ ॥

સુશીલતા, ઉચ્ચા ભિલાષા, પોતાના વૈભવાનુસાર ભોજન, વસ્ત્ર અને અલંકારોનો ઉપયોગ, દુર્જનોની સંગતિથી, પોતાની પ્રશંસાથી અને પારકાની નિંદાથી દૂર રહેવું, સજ્જનોના વચનને માન આપવું, એ સર્વ સજ્જનતાનાં લક્ષણ છે. ૫

---

# शिष्टाचार.



ઘણા લોકોનું માનવું એવું છે કે મર્યાદા પૂર્વક ચાલવું એનું નામજ શિષ્ટાચાર યા સજજનતા છે. કેટલાક લોકો કર્ણપ્રિય મધુર વાકયોથી અને ઉપરની બનાવટી રીત ભાતથી લોકોનો સત્કાર કરીને પોતાની સજજનતા બતાવવાનો યત્ન કરે છે. પરંતુ તેને વાસ્તવિક સજ્જનતા કહી શકાતી નથી. લોકોમાં જે આગતા સ્વાગતા કરવાનો રિવાજ પ્રચલિત છે, તેને શિષ્ટાચાર

યા સજ્જનતા માની લેવી એ યોગ્ય નથી. જો કે મર્યાદા, ખાત્રી કરવી, નમ્રતા, શ્રદ્ધા, ભક્તિ અને મધુર વચન બોલવાં વિગેરે શિષ્ટાચારની અંદર આવી જાય છે ખરાં, પરંતુ તેમાંના કોઇપણ એકને શિષ્ટાચાર માની બેસવું એ ભુલ છે. શિષ્ટાચારનો અર્થ સાધુ જીવન ગાળવું, યા સાધુ પુરૂષના જેવું આચરણ કરવું એ છે. જે સાધુ પુરૂષના જેવું વર્તન કરે છે તેને શિષ્ટાચારી કહી શકાય છે. શિષ્ટાચારની સાથે વિદ્યાનો કાંઇ ઘનિષ્ટ સંબંધ નથી, કેમકે ઘણાય વગર ભણેલા લોકો પણ શિષ્ટાચારી જણાઈ આવે છે. જે વિદ્વાન દુર્જન હોય છે તે સભા કે સમાજમાં નિંદાને પાત્ર ગણાય છે. પરંતું જે મૂર્ખ હોઇને પણ સજ્જન છે તે સમાજમાં માનને પાત્ર ગણાય છે. સર્વથી પ્રથમતો લોકોનો સ્વભાવ જ જોવામાં આવે છે, સ્વભાવની ઉત્તમતા અને નીચતાના ઉપરજ તેમના મહત્વ અને નીચત્વનો આધાર છે. વિદ્યાની પરીક્ષા સર્વ વખતે થતી નથી પરંતું સ્વભાવ સર્વ કાળમાં ઓળખી શકાય છે. સંસારમાં કેવળ વિદ્યા ભણવાથીજ કોઇ શિષ્ટ યા સજ્જન બની સકતો નથી. વિદ્યા ભણીને પણ શિષ્ટાચાર વડે સુશીલ અને સત્પાત્ર બનીને ઘણા લોકોના શ્રદ્ધાસ્પદ થઈ શકાય છે. વિદ્યાર્થી સુશીલ હોવાથી માબાપ અને ગુરૂજનોનો પ્રિતિપાત્ર બને છે. ગામના રહેવાસિયોની શિષ્ટતાથી ગામ સ્વર્ગ તુલ્ય થઇ જાય છે. દેશ વાસિયોની સાધુતા, વિદેશિયોની શ્રદ્ધા અને પ્રીતિને મેળવી શકે છે. સુશીલ શિક્ષકોના ઉપર વિદ્યાર્થીયોની ભક્તિ અને શ્રદ્ધા વધે છે. શેઠ જો પોતાના નોકરોની સાથે સારી રીતે વર્ત્તે તો નોકર તેમના હૃદય પૂર્વક ભક્ત બની જાય છે. આ પ્રકારે પરસ્પર ઉત્તમ પ્રકારનો વ્યવહાર કરવાથી લોકો ઘણાજ આનંદમાં સમય વિતાવી શકે તેમ છે.

એક વખતે જયપુર નરેશ મહારાજા રામસિંહ પોતાના સાથિયોની સાથે જંગલમાં ગયા હતા તેમણે પહાડની તળેટીમાં શિકારને માટે હરણ, વાઘ, વિગેરે પશુઓને શોધવા માંડયા, પરંતુ ઘણીજ તપાસ કરતાં શિકાર ન મળ્યો, ત્યારે આખરે મહારાજે એક સુઅરની પાછળ પોતાનો ઘોડો દોડાવ્યો. તે એટલી ઉતાવળથી દોડયું કે મહારાજનો ઘોડો અને તેના શિકારી કુતરા પણ તેની પાસે પહોંચી શકયા નહીં, આથી મહારાજ તેની પાછળ ઘણે દુર સુધી નીકળી પડયા. મહારાજના સોબતિયોએ તેને શોધતા શોધતા એક ઘાટા જંગલમાં પ્રવેશ કર્યો. મહારાજ પણ આ જંગલમાં ઘણે દુર આવી પહોંચ્યા. સાથે કોઇ પણ રહ્યું નહીં. આ વખતે તરસથી તેમનો કંઠ સુકાવા માંડયો, ઘોડો પરસેવાથી તર થઈ ગયો. સૂર્યના પ્રખર કિરણોથી તપાયમાન થઇને રજપુતાનાની મરૂભૂમિ જાણે કે અગ્નિને વરસાવતી ન હોય તેવી તપાયમાન થઇ ગઇ, એવા વખતે મહારાજા ફરતા ફરતા એક નાની સરખી પહાડની તળેટીમાં એક ઝુંપડીની પાસે આવી પહોંચ્યા ઝુંપડીમાં એક અત્યંત વૃદ્ધ સ્ત્રીના સિવાય બીજું કોઇ નહોતું. આ ડોશીની અવસ્થા જોઇને એમ જણાતું હતું કે તે હવે આ સંસારમાંથી થોડા દિવસમાંજ ચાલી જશે. મહારાજા ખરા તડકામાં ચાલી નીકળવાથી ઘણાજ વ્યાકુળ થઇ ગયા હતા. તેણે અધીર થઇને ઘણાજ વિનય પૂર્વક થોડું થોડું પાણી માગ્યું. ત્યાં પાસેજ એક મોટો પહાડ હતો જેમાં બે ઝરણા એવાં હતાં કે તેમાંથી રાત દિવસ પાણી ઝર્યા કરતું હતું, મહારાજાને તે ઝરાની ખબર નહોતી. આ ડોશી દરરોજ સવારે ઝરામાંથી પાણી ભરી લાવીને તેની ઝુંપડીમાં રાખી દેતી હતી. ડોશીએ તુરત

જ એક માટીના વાસણમાં ઠંડુ પાણી લાવીને જયપુર નરેશ મહારાજા રામસિંહના આગળ મુકી દીધું. ડોશીને શું ખબર છે કે આ જયપુરના મહારાજા છે. રામસિંહે ઠંડુ પાણી પીને હૃદયને શીતળ કર્યું તેમની તરસ અને થાક મટયાં મનમાંને મનમાં તેમણે આ ડોશીનો બહુજ ઉપકાર માન્યો. જયારે રાજાનું મન સ્થિર થયું, ત્યારે તેમણે ડોશીને પોતાની પાસે બેસાડીને પૂછયું,—

"ડોશીમા તમારો નિર્વાહ શી રીતે થાય છે, અને તમારા પુત્ર પુત્રાદિક હાલ કયાં છે"? આ સાંભળી ડોસીએ કહ્યું "સિપાઇજી, મારે તો એક દીકરા સિવાય બીજું કોઇ નથી, તે દીકરો પણ બાર વર્ષથી આ ધરડી દરિદ્ર માનો ત્યાગ કરીને કોણ જાણે કે કયાંય જતો રહ્યો છે. કોઇ કોઇના મોઢેથી સાંભળ્યું છે કે જયપુરના મહારાજા રામસિંહના પહાડી કિલ્લામાં મારો દીકરો કાંઇક નોકરી કરે છે. મારા ભરણ પોષણનો કાંઇપણ ઉપાય નથી. મુસાફર લોકો અહીં આવીને પાણી પીવે છે અને મને કાંઇ આપવા ઇચ્છે છે; પરંતુ પાણી પાઇને હું કોઇની પાસે કાંઇ લેતી નથી. કેમકે હું એમ જાણું છું કે તરસ્યાને પાણી પાવું અને ભૂખ્યાને ખાવાનું આપવું તેના બદલામાં કાંઇ લેવું એ મહા પાપ છે. જંગલમાંથી લાકડાં, છાલ, વનસ્પતિ ઔષધિ વિગેરે લાવીને વેચુંછું અને ગમે તેમ કરી મારા દહાડા ગાળું છું. પરંતું હવે મારાથી ઘણી મહેનત થતી નથી. તથાપિ લાચારીથી કરવી પડે છે. શું કરૂં! ઘડપણમાં આ પ્રકારની ગરીબીથી ઘણુંજ દુઃખ પડે છે. પણ શું કરવું,? હું મારા જીવતરનો બાકીનો ભાગ ઘણોજ દુઃખમાં ગાળ્યાં કરૂં છું. આવી અવસ્થામાં મને મારા દીકરાનો વિયોગ ઘણોજ સાલે છે," આમ

કહી તે ડોશી રડવા લાગી આ જોઇ રાજા રામસિંહે તેને શાંત પાડી. ડોશી બિચારી શું જાણે કે મારી સાથે વાત કરનાર જયપુરના મહારાજા રામસિંહજી બહાદુર છે. તેતો તેમને એક સાધારણ સિપાઇ જાણીને કહેવા લાગી, "સિપાઇજી, સાંભળ્યું છે કે મહારાજા રામસિંહ ઘણાજ દયાળુ છે? અને તેમની રાણી પણ ઘણીજ વિદ્વાન અને સમજું છે."

રાજાએ કહ્યું, "હું એક દિવસ તમારી રાજાની સાથે મુલાકાત કરાવી દઇશ."

ડોશીએ કહ્યું, "બેટા, તમે તો ગાંડા જણાવછો, રાજાનાં દર્શન શું સર્વને થઇ શકે છે? મોટા માણસોને તો તેમની મુલાકાત થતીજ નથી તો મારો શો હિસાબ! કેટલાંય પુન્ય હોય ત્યારે રાજાનાં દર્શન થાય છે. કદી તમે મહારાજની પાસે મને લઇ જાવ તો હું તેમને નજરાણામાં પણ શું આપું? હું સોનાના શિક્કા કયાંથી લાવું કે જે તેમને ભેટમાં આપું? રાજાનાં દર્શન કરવાની વાત તો બાજુ પર રહી, પણ ચોકીપેરાદાર મારાથી નાખુશ થઇને કદી તલવારથી મારૂં ધડ ઉડાવી દે તોપછી?"

રાજાએ તેની આ વાતનો કાંઇ ઉત્તર આપ્યો નહીં. તે પછી તે ઝુંપડીમાં સુઇ ગયા. થાકતો હતો, સુતાની સાથેજ તેમને ઉંઘ આવી ગઇ. તે પછી દિવસના પાછલા પહોરે રાજા ઉઠીને ઘોડે સ્વાર થઇ જયપુર તરફ વિદાય થયા.

બીજે દિવસે સવારેજ મહારાજે તે ડોશીના પુત્રની તપાસ કરી અને તેને પોતાની રૂબરૂ બોલાવ્યો, અને તેને તેની માનો ત્યાગ કરવા માટે ઘણોજ ઠપકો આપ્યો અને પહેરેદારને એક સુંદર

પાલકી લઇને તે ડોશીને જંગલમાંથી પોતાની પાસે લઇ આવવાની આજ્ઞા આપી.

ડોશી આવી પહોંચી, મહારાજની આજ્ઞાનુસાર તેને મહેલમાં લાવવામાં આવી. ડોશીએ રાજાની પાસે જવાની આનાકાની કરી, તે બીકથી કંપવા લાગી, પણ જ્યારે મહારાજા જાતેજ તેની આગળ આવીને ઉભા, ત્યારે તેમને તે ડોશીએ ઓળખ્યા કે, મારી ઝુંપડીમાં જે પાણી પીવા માટે આવ્યા હતા તે એક સાધારણ સિપાઇ ન હોતા પણ આતો મહારાજા જાતેજ હતા. ડોશીએ હાથ જોડીને મહારાજાની ક્ષમા માગી રાજાએ તેને અભય દાન આપીને સંતોષ કરી અને તેને મા કહીને બોલાવી, ત્યારે તે ડોશીની બીક મટી ગઈ.

મહારાજાએ તેના જીવન નિર્વાહને માટે દર માસે પચાસ રૂપિયાની નીમણુંક કરી આપી અને તેના પુત્રની સેના-વિભાગમાં એક ઉંચા પદ ઉપર નિમણુંક કરવાને હુકમ કર્યો. આ પ્રકારે મા અને દીકરો બંને મહારાજાની કૃપાથી સુખી થયાં તે બાદ એક અઠવાડીયા પછી ડોશી પોતાને ઘેર ગઇ.

મહારાજા જે આ બિચારી વૃદ્ધ અને દરિદ્રિણી ડોશીની સાથે વર્ત્યા તેમાં શું તેમની પ્રતિષ્ઠા ઓછી થઇ ગઈ ? અથવા તેમનું મહત્વ ઘટી ગયું ? નહીંજ, ઉલટું તેમનું મહત્વ વધ્યું અને તે પ્રજાના વિશેષ પ્રીતિપાત્ર અને શ્રદ્ધાસ્પદ બન્યા. મહારાજાની આ ઉદારતા જેમ અન્ય રાજા મહારાજાઓને દાખલો લેવા જેવી છે તેવીજ રીતે સાધારણ લોકોને પણ અનુકરણ કરવા જેવી છે. મહારાજાએ આ વૃદ્ધ ડોશીની સાથે જેવી સજ્જનતા બતાવી તે કરતાં તે ડોશીએ પણ કાંઈ તેમનો ઓછો શિષ્ટાચાર

કર્યો નહોતો. એક અજ્ઞાન દરિદ્ર ડોશી વડે આ પ્રકારનો અપરિચિત અતિથિની સાથેનો શિષ્ટાચાર અવશ્ય પ્રશંશનિય છે. આજકાલ તો શિક્ષિત સમાજમાં પણ શિષ્ટાચાર માત્ર નામનોજ રહ્યો છે.

શિષ્ટાચારના વિષયમાં ખોટી સમજણવાળા કોઇ કોઇ ઉદ્ધત પ્રકૃતિના મનુષ્યો અશિષ્ટ વ્યવહારના પક્ષપાતી થઇને કહ્યાં કરે છે કે, શિક્ષણ અને અભ્યાસ વડે શિષ્ટાચારી થઇને આપણે કપટાચારી થવું ન જોઇએ, આપણને ઇશ્વરે જે સારો ખોટો સ્વભાવ આપ્યો છે તે અનુસાર ચાલવું એજ ઠીક છે આપણે જેને સત્ય માનીયે છીએ, તેને શિષ્ટાચારી થતાં અસત્ય અને અશ્રધ્ધેય સમજીશું અને જેને મિથ્યા માનીયે છીએ તેના ઉપર આપણી શ્રદ્ધા ઉત્પન્ન થશે. શિષ્ટાચારી બનીને આપણે ભ્રમમાં પડવું ન જોઇએ, કેટલાક ભદ્ર સંતાનો આવી વાતોથી ભૂલ કરીને વ્યામોહમાં પડીને અકર્ત્તવ્ય રૂપી ખાડામાં પડે છે. તમારે કદી પણ એવા ભ્રમમાં પડવું જાઇએ નહીં ભ્રમમાં પડવું એજ અધઃપતનનું કારણ છે. જે લોક એમ કહે છે કે જે જેટલા પવિત્ર આચરણથી રહેવાને ઇચ્છે છે તે તેટલાજ કપટાચારી હોય છે, તે લોક પોતાની સરળતા અને સત્યપ્રિયતાના અનુરોધથી પોતાના ઘરની સામગ્રિયોને અને પોતાનાં મેલાં કપડાંને પણ સાફ કરવાં તેને કપટાચાર સમજે છે તેમનો એવો સિદ્ધાન્ત હોય છે કે તેઓ જે અવસ્થામાં હોય તેજ અવસ્થામાં રહેવું જોઇએ. અવસ્થાનું પરિવર્ત્તન થવું એજ તેમને માટે તો કપટ છે. આવા માણસને પૂછવું જોઇએ કે જે સોનું ખાણમાંથી નીકળે છે તેની સ્વાભાવિક મલિનતા દૂર કરવા, અને વિશુદ્ધ બનાવવાને માટે લોકો તેનો પરિશોધ કેમ

કરે છે ? દેદીપ્યમાન કરવાને માટે તેને વારંવાર અગ્નિમાં કેમ તપાવે છે ? જેવી સ્થિતિમાં તે ખાણમાંથી નીકળે છે, તેજ અવસ્થામાં તેને કેમ રહેવા નથી દેતા ? મહાત્મા કૃષ્ણદાસ પાલ, દ્વારકાનાથ મિત્ર, જનરલ વૉશિંગ્ટન, સરવાલ્ટર સ્કૉટ, ગોપાળ કૃષ્ણ ગોખલે, અને સિડનસ્મિથ વિગેરે અનેક મહોદય વિનય અને સૌજન્યના પ્રભાવથી સંસારમાં પોતાનું જે નામ કરી ગયા છે, તે અશિષ્ટતા અને અયોગ્ય કામ કરીને શું તેના શતાંશ પણ સ્થાપિત કરવામાં સમર્થ થઈ શકત ? અશિષ્ટ લોક ધારેતો ધીરે ધીરે પોતાનું વર્તન બદલીને શિષ્ટ થઇ શકે છે. તે શિષ્ટાચારિયોના આચાર, વ્યવહાર, વાતચિત, અને વર્ત્તણુંકથી સારી રીતે શિક્ષણ મેળવી શકે તેમ છે. મહાત્મા રાજનારાયણ વસુ સજ્જનતાનો અવતાર હતા. શિષ્ટાચાર તેમનામાં સ્વભાવિક હતો. ગમે તો ધનવાન કે દરિદ્ર, ગમે તો ઓળખાણ વાળો કે ઓળખાણ વગરનો સર્વની સાથે સારી રીતે વર્તતા. સર્વનું સન્માન કરતા હતા. તે પોતાના નોકરોની ઉપર પણ પોતાની શિષ્ટતા પ્રકટ કરવામાં આચકો ખાતા નહોતા. કર્ત્તવ્યનું પાલન કરવું તેનેજ તે પરમ ધર્મ સમજતા હતા. તેનું પરિણામ એ થયું કે તે જ્યાં જતા હતા ત્યાં દેવતા તુલ્ય માન સન્માન મેળવીને પોતે સુખી થતા એટલું જ નહીં પણ બીજાઓને પણ સુખી કરતા હતા.

જે લોક દરિદ્ર હોવા છતાં પણ કઠોર ભાષણ કરનારા અને ઉદ્ધત છે તેની તો જાણે જુદીજ વાત, ધનવાન હોય તો પણ જો દુઃશીલ હોયતો તે લોકોમાં જરૂર અપ્રિય થઇ પડે છે. તેને કોઇ અંતઃકરણ પૂર્વક ચ્હાતું નથી તેની પાસેથી જે કાંઇ મેળવે છે તે પણ

તેમને ધિક્કારે છે. જે લોકો અપ્રિય બોલનારા છે, તેમનું સાધારણ નામ દુર્મુખ છે. જે લોકો સારૂં વર્તન કરશે એવી આશા હોય છે તેઓ પણ કોઇ વખતે કદી કદી અયોગ્ય વ્યવહાર કરી બેસે છે. તેમની આ અશિષ્ટતાનું મૂળ અજ્ઞાનતા નહીં પરંતુ તેનો અત્યંત દુર્બલ અને દુર્વિનીત હૃદયજ તેનું મૂળ કહી શકાય છે. જે લોકો અજ્ઞાનતાથી અશિષ્ટતાનું કોઇ કામ કરી બેસે છે, તેમણે અશિષ્ટતાનો દોષ જાણીને સંભવ છે કે જલ્દીથી તેઓ જલ્દીથી સુધરી શકે, પરંતુ હૃદયની દુર્બળતાને લીધે જે અશિષ્ટ વ્યવહાર કરે છે તેનો સુધારો થવો કઠિન છે. કેટલાક લોકો એવા હોય છે કે જે અશિષ્ટતા કરવાનું ઇચ્છતા નથી પણ જ્યારે તેમનાથી અશિષ્ટતાનું કોઇ કામ એકવાર થઇ જાય છે, ત્યારે તે એકવાર તો તેને માટે પસ્તાવો કરે છે. પરંતું જ્યારે એમને એમ બેચાર વાર તેનાથી અશિષ્ટતા થઇ જાય છે. ત્યારે તે તેને માટે કાંઇપણ શોચ કરતા નથી અને તેના દુષ્પરિણામની પણ કાંઇ પરવા કરતા નથી. એથી એકવાર ભૂલે ચુકે પણ અશિષ્ટ વ્યવહાર કરવો ઇષ્ટ નથી. જે લોક અશિષ્ટ હોય છે તેમની સાથે રહેવું એ પણ ઘણુંજ દુઃખદ હોય છે. એથી જેણે સુખથી રહેવું હોય તેણે અશિષ્ટ લોકોની સંગતિથી દૂર જ રહેવું જોઇએ.

નરેશચંદ્ર નાની ઉમરમાં તો સારો બુદ્ધિમાન હતો. વૃધ્ધો પણ કહેતા કે આ બાળક ઘણોજ બુદ્ધિમાન નિવડશે, તેનાથી સંસારને ઘણોજ ઉપકાર થવાનો સંભવ છે. નરેશનામાં સર્વ ગુણો હોવા છતાં પણ તેનો કઠોર સ્વભાવ સર્વ અનિષ્ટોનું મૂળ થઇ રહ્યો હતો. તેના વડીલો તેના કઠોર સ્વભાવને ન ઓળખી શકવાથી

નાનપણમાંજ તેના સ્વભાવને કોમળ કરવાને માટે કાંઇ પ્રયત્ન કરી શકયા નહિ. નરેશ મોટો થતો ગયો અને થોડાજ દિવસોમાં તેણે વિદ્યા પણ સારી સંપાદાન કરી લીધી. જુવાન વયે પણ તે દ્રવ્ય સારી રીતે કમાવા લાગ્યો. સંસારનો સર્વ ભાર એકે એક તેને માથે આવી પડયો, નરેશની બુદ્ધિ અને વિચારે આ વખતે એક જુદાજ વિષય તરફ ધ્યાન આપ્યું હતું. તે સર્વને કહ્યાં કરતો હતો કે, " હું કોઇની મદદની ઇચ્છા રાખતો નથી, કોઇએ મને મદદ ન કરવી અને હું પણ કોઇને મદદ નહીં કરૂં. ભીખારીને અન્ન આપવું એ આળસુની સંખ્યા વધારવા તુલ્ય છે. આવાજ ખોટા ખોટા વિચારોથી તેનું મગજ ભરાઈ ગયું કોઇ ફકીર જયારે તેની પાસે કાંઇ માગવા જતો ત્યારે તે તુરત ક્રોધનો માર્યો બોલી ઉઠતો કે, " ઇશ્વરે તમને હાથ પગ બંને આપ્યા છે કમાઇ ખાવને. " શહેરમાં ભિખારીયોની તો કમીજ નહોતી રોજ રોજ કેટલાય ભિખારીયો, આંધળા, લુલા, લંગડા, ભુખ્યા અને ગરીબો તેની પાસે આવીને, " માબાપ કાંઇ આપો ' આમ કહી કહીને પોકારતા હતા. તે સર્વની ઉપર નિરદયતાની સાથે કઠોર વાકયોના પ્રયોગ કરતાં કરતાં નરેશનો સ્વભાવ એટલો બધો બગડી ગયો કે હવે તે પોતાના સંબંધીયોની સાથે પણ કઠોર ભાષણ કરવા લાગ્યા. કોઇ કાંઇ સમજાવે તો તે અગ્નિની માફક પ્રજવલિત થઇ બેસતો, થોડાજ દિવસોમાં તે પોતાના વ્યવહારથી આડોશી પાડોશી તો શું પણ દરેક માણસને અપ્રિય થઇ પડયો. એકાદ બે માણસો સિવાય બીજું કોઇ પણ તેની સાથે વાતચિત કરતું નહોતું, સર્વ લોક તેના સ્વભાવથી અસંતોષી હતા. એક દિવસ એક અનાથ બાળક તેને ઘેર ભીખ માગવા આવ્યો. જો તે સાધારણ

ભિખારાના જેવો હોત તો નરેશ તેને જતો રહે કહીને કાઢી મૂકત, પરંતુ બાળકનું સ્વરૂપ કોઇ કુળવાનના જેવું જણાતું હતું તોપણ તેણે પોતાના વજ્રના જેવા કઠોર સ્વરથી તેને એ રીતે ધરચીયું કર્યું કે તે બાળક બિચારો કંપી ઉઠયો. આ બાળકે પોતાના મનમાં ધાર્યું કે આ પ્રકારે કઠોર પ્રહાર ન કરતાં કદાચ મીઠી વાતોથી મને બે થપ્પડો મારી હોત તોપણ મને આટલું દુઃખ ન થાત. આ બાળક કાંઇ પણ ન બોલતાં છાનોમાનો ચાલ્યો ગયો.

જાનકી નાથ કલકત્તાના કોઇ વેપારીને ત્યાં મુનીમ હતો, તે ઘણોજ દયાળુ હતો. જે કોઇ ભૂખ્યો તેની પાસે જતોતો, તેને તે મુઠી અન્ન આપતો હતો. તે અનાથ બાળક જાનકીનાથ પાસે આવ્યો.

જાનકીનાથે પૂછયું, " તમારી શી ઇચ્છા છે ? "

બાળકે કહ્યું, " હું દરિદ્ર છું, મારી પાસે કાંઈ નથી, જે આપ ખુશીથી આપશો તે હું લઇશ. "

જાનકી નાથે કહ્યું, " જમ્યા છો કે ભૂખ્યા છો ? "

બાળકે કહ્યું, " નહીં, મારી માએ પણ બે દિવસથી કાંઇ ખાધું નથી. "

જાનકીનાથે એક ચીઠી લખીને તેના હાથમાં આપી, અને કહ્યું કે, જે મોદીના નામની મેં આ ચીઠી લખી છે, તે તેને જઇને આપો, તે તમને એકમણ ચોખા, દશસેર દાળ, એક શેર ઘી અને મીઠું, મશાલો, શાક વિગેરે આપશે તે લઇ અને તમારી ભૂખી માને આપો. "

એમ કહીને એક મજુરને પણ તે બાળકની સાથે મોકલ્યો. બાળકની આંખોમાં પાણી ભરાઇ આવ્યું. એ જોઈ જાનકીનાથે કહ્યું,

" કાંઇ ચિંતા નહીં, અનાથોનો નાથ ઇશ્વર છે, તેજ દીન દુ:ખી-યોનું રક્ષણ કરે છે. "

બાળકે કહ્યું, " મહાશય, ઇશ્વરની કૃપા ઉપર આધાર રાખી નેજ ઘેરથી બહાર નીકળ્યો છું. મારી આંખોમાં આંસુ આવવાનું બીજું કાંઇ કારણ નથી પણ હું આ મહેલામાં એક જણની પાસે ગયો હતો, તેના બ્હારના ઠાઠમાઠથી મેં તેને ધનવાન અને દાતાર ધાર્યો પરંતુ તે એવો ધુંકયો કે મને નાસવાનો રસ્તો પણ ન સુઝયો. પણ; આપે જે મધુર વચનથી મારી સાથે આ પ્રકારની દયાળુતા બતાવી છે તેથી મારૂં હૃદય દ્રવિત થઇ ગયું છે. હું કોઇ પણ રીતે મારા હૃદયના આ વેગને રોકી શકું તેમ નથી. " એમ કહીને તે બાળક તેની કૃતજ્ઞતાનો પ્રકાશ કરતો ચાલતો થયો.

આ તરફ નરેશના ઘરમાં એક વખતે રાત્રે ચોરી થઇ, તેના ઘરમાં જેટલી જણુસ ભાત્ર હતી તે સઘળી ચોરાઇ ગઇ. જ્યારે ચોર તેના ઘરમાંથી દ્રવ્ય કાઢતા હતા તે વખતે નરેશ જાગી ઉઠયો, તેણે પડોશિયોનાં નામ દઇ દઇને ઘણીજ બુમો પાડી, પરંતુ કોઇ પણ માણસ તેને મદદ કરવાને આવ્યું નહિ. આખરે હાય હાય કરીને હાથ ઘસતો રહ્યો, અને ચોર ઘણીજ નિભયતાથી સર્વ માલ ચોરી કરી ગયા.

# સ્વાર્થી લોક શિષ્ટાચારી હોતા નથી.



"જેમ ચકલીઓ પોતાના સુખને માટે બગીચાની શોભા બગાડી નાંખે છે, સારા સારા છોડને ખોદી નાખીને તેને સુકાવી દે છે, તેમ સ્વાર્થ લોલુપ મનુષ્યો પોતાના સુખને માટે બીજાને હાનિ કરવાને જરા પણ આચકો ખાતા નથી." ( બેકન )

જે લોકો સ્વાર્થને સાધવો એનેજ પોતાનો ઉદ્દેશ માની બેઠા છે, તે લોકોથી સમાજને કાંઇ પણ લાભ થવાનો સંભવ નથી. સ્વાર્થી લોક હંમેશાં એજ વિચાર કરે છે કે, કોઈ પણ રીતે પોતાની મતલબ સાધવી જોઇએ. પોતાની મતલબની સિદ્ધિ થઈ તો સર્વ સિદ્ધ થયું સમજે છે. સંસાર ભલેને ગમે તેવી સ્થિતિમાં હોય તેથી શું લાભ કે હાનિ છે. હું કેવી રીતે સુખી થાઉં ? હું કેવી રીતે ધનવાન થઉં ? સમાજમાં મારૂં સન્માન શી રીતે વધે ? આવીજ રીતે રાત દિવસ તે પોતાના મનમાં એજ ચિંતા કર્યા કરે છે, અને જીવતોડ મહેનત કર્યા કરે છે. આ અંધને એ નથી સુઝતું કે સ્વાર્થત્યાગ એજ સ્વાર્થની સિદ્ધિ કરાવનાર છે. તે સ્વાર્થાન્ધને એ નથી સમજાતું કે તે બીજાની પાસેથી જેવી પોતાના ઉપર ઉપકાર કરવાની આશા રાખે છે તેવીજ રીતે અન્ય મનુષ્ય પણ તેના ઉપકારની આશા રાખે છે. તમે જેવી રીતે ધનને ઇચ્છો છો, સુખ સન્માનને ઇચ્છો છો તેવીજ રીતે બીજા લોકો પણ ઇચ્છે છે. તમારી કોઇ ચીજના બગડવાથી જેમ તમે દુઃખી થાવ છો, તેવીજ

રીતે અન્ય લોકો પણ દુઃખી થાય છે, જેમ તમે આરામ, પ્રતિષ્ઠા અને સન્માનની આશા રાખો છો તેવીજ રીતે સર્વને તેની ઇચ્છા થાય છે જેમ તમે બીજાનું જરા પણ ચઢેલું મોં, તિરસ્કાર અને નિંદા સહન કરી શકતા નથી, તેવીજ રીતે બીજાઓ પણ તેને કેમ સહન કરી શકે ? અને જ્યારે તમે આ વાત સમજો છો તો પછી કઠોર વચનથી ઘણીજ ઉદ્ધતાઇથી બીજાનો તિરસ્કાર કરીને તેના હૃદયને કેમ કષ્ટ આપો છો ? જે વાતોને તમે તમારા પોતાને માટે પસંદ ન કરો તેવીજ રીતે તે વાતોને બીજા પણ પસંદ શી રીતે કરે ? તમે તમારા અંતઃકરણને સુખી કરવાને માટે બીજાના જીવને ન દુભાવો, જે લોક પોતાના સુખને માટે બીજાના જીવને દુઃખાવે છે તે સ્વાર્થી બનીને પોતાના મનુષ્ય જીવનને કલંકિત કરે છે.

જગતમાં જેટલા મોટા મોટા સાધુ, મહાત્મા, ધાર્મિક, યોગી અને કર્મકાંડી વિગેરે થઇ ગયા છે, જે પોતપોતાના નિર્મલ ચરિત્રના પ્રકાશથી માનવ સમાજને ઉજવલ કરી ગયા છે, તે સર્વ નિઃસ્વાર્થી હતા.

તમે જે દેશમાં જન્મ લીધો છે તે જ દેશ એક વખતે સ્વાર્થ ત્યાગી મહાપુરૂષોનું કર્મક્ષેત્ર રૂપ હતો, જે હિંદ પહેલાં હતું તે આજે નથી. સ્વાર્થ પરતાને લીધે આ ભારત ભૂમિ નષ્ટ પ્રાય થઇ ગેઇ છે. સ્વાર્થપરતાથી જે સર્વ નાશ થાય છે તેનું પ્રત્યક્ષ દૃષ્ટાંત આ વખતે ભારતનો ઇતિહાસ થઇ પડયો છે.

# सुखी—जीवन.

૧ બીજાઓની સાથે તમે એવુંજ વર્તન કરો કે, જે વર્તનને તમે તમારે માટે સારૂં સમજો છો અર્થાત તમે કોઇની પાસેથી પ્રિય વચન સાંભળવાનું ઇચ્છતા હો, તો તમે પણ પ્રિય અને મધુર વચનજ બોલો; અને કોઇની ગાળ સાંભળવાની ઇચ્છા ન રાખતા હો, તો તમે પણ કોઇને ગાળ ન દો.

૨ આપણા પરસ્પર જે વ્યવહારો છે તે તકતામાં મુખ જોવા તુલ્ય છે. જેમ આયનાને સામે રાખીને તમે હસશો તો તમારૂં પ્રતિબિંબ કે જે આયનામાં પડેલું છે તે પણ હસશે. અને જો તમે રડશો તો તમારૂં પ્રતિબિંમ્બ પણ રડશે. તેવીજ રીતે તમે કોઇના ઉપર ઉપકાર કરશો તો તમારા ઉપર પણ બીજા ઉપકાર કરશે. અને તમે કોઇને હાનિ કરશો તો બદલામાં તમારે પણ હાનિને સહન કરવી પડશે. પ્રેમ કરવાથી પ્રેમ અને શત્રુ કરવાથી શત્રુતા મળશે. તમે સામાને તમારૂં હૃદય આપશો તો બદલામાં તે પણ તેનું હૃદય તમને આપશે. કપટ કરશો તો કપટને પામશો. તમે અન્યની સાથે પ્રસન્નતાથી વાત કરશો તો તમારી સાથે જગત્‌ના અન્ય મનુષ્યો પણ પ્રસન્નતાથી વાત કરશે. તમે જો મોં સંતાડશો તો બીજા પણ તમને જોઇ મોં સંતાડશે. તમે જો બીજાને સુખી કરશો તો તમે પણ સુખને ભોગવશો. અને બીજાને દુખ આપશો તો તમે પણ ખુદ દુઃખનેજ મેળવશો. બીજાનું જો તમે સન્માન કરશો તો તમારૂં પણ લોકો સન્માન કરશે. બીજાનું અપમાન કરશો તો તમે પણ અપમાનને મેળવશો તમે જેવું કામ કરશો

તેવાજ ફળને મેળવશો. આ સંસારમાં કર્મનાં વાવેલાં બી કદી નિષ્ફળ જતાં નથી, મતલબ કે જે જેવાં કર્મ કરે છે તેને તેનું ફળ મળ્યા સિવાય રહેતુંજ નથી.

૩ આળસુ ખેડુતો જો સારી રીતે જમીનને ખેડખાતર કરીને વખતસર તેમાં વાવણી ન કરે તો એક દિવસ તે ખેતરમાં બેસીને ઉદ્યોગી ખેડુતોને અનાજનો સંગ્રહ કરતા જોઇને જરૂર પસ્તાશેજ.

૪ દુખિયાની બુમ સાંભળીને તમે જો હસશો, દીન, હીન અનાથોની આંખોનાં આંસુ લ્હોવાને બદલે જો તમે તેની તિરસ્કાર સાથે અવગણના કરશો, તો આ સંસારમાં તમારાં આંસુ લ્હોવાને કોણ આવશે ! સંકટમાં તમને કોણ મદદ કરશે.

---

# साधारण कामोमां पण सज्जनतानो प्रकाश.



પ્રથમ એ વાત કહેવામાં આવી છે કે, શિષ્ટાચારની કોઇ પણ હદ નક્કી નથી. આપણે પારિવારિક સામાજીક અને રાજકિય વાતોમાં એટલા બધા હોશીયાર થયા છીએ કે જ્યાં સુધી જાગતા હોઇએ છીએ ત્યાં સુધી ઘણે ભાગે તો આ ત્રણમાંથી એકાદનું તો આપણા ઉપર દબાણ હોયજ છે. આપણે જ્યારે ગાઢ નિંદ્રામાં સુતા હોઇએ છીએ ત્યારે એટલાજ વખતને માટે આપણને સ્વતંત્રાનું સુખ ઘણે ભાગે મળે છે, આપણા જીવનનો ઘણો સમયતો બીજાઓની સાથે રહેવામાંજ વિતાવવો પડે છે. જે લોક પોતાની પ્રતિભાના બળથી સંસારમાં

પ્રસિદ્ધ થયા છે, તે લોકોનાં જીવનચરિત્ર ઘણાજ આદર પૂર્વક વાંચવામાં આવે છે, આ લોકોનાં જીવન જેવી બીનાઓથી ભરપુર છે, તેવીજ બીનાઓથી સાધારણ લોકોનાં જીવન પણ ભરપુર છે. મહાપુરૂષોનાં અસાધારણ જીવનચરિત્ર જેવી વિચિત્ર બીનાઓથી ભરપુર હોય છે, તેવીજ રીતે સાધારણ મનુષ્યોનાં જીવન ચરિત્ર પણ સામાન્ય બીનાઓના એક ઇતિહાસ રૂપ છે. જોકે સાચા શિષ્ટાચારી સાધુપુરૂષોનાં જીવનચરિત્ર સર્વથા ઉપાદેય હોય છે, તથાપિ સાધારણ મનુષ્યોનાં કેટલાંક સામાન્ય જીવનચરિત્ર પણ ઓછાં ઉપાદેય યા ઓછાં ચમત્કારજનક નથી. દિનચર્યાના સામાન્ય વિષયોમાં સજ્જનતાનાં કોઇ કોઇ કામ એવાં હોય છેકે જે સર્વમાં જણાઇ આવતાં નથી. તે વખતે અશિષ્ટ માણસો પણ સજ્જનતાનો પ્રકાશ કરવામાં મુખ મરડતા નથી.

અભ્યાસજ મનુષ્યોનો સાધારણ સ્વભાવ છે. જે લોકોએ નાનપણમાં સોજન્ય શિક્ષણનો લાભ નથી મેળવ્યો, જે લોક સોજન્ય પ્રકાશ કરવાનો સંકલ્પ કરીને પણ પોતાના કઠોર સ્વભાવના દોષને લીધે અશિષ્ટ વર્ત્તન કરી બેસે છે, તે લોક સાધારણ કામોમાં શિષ્ટાચારી થવાનો અભ્યાસ કરતા કરતા, અંતે શિષ્ટ અને સુશીલ થઇ શકે છે. ગમે તેવો કઠિણ વિષય હોય તોપણ તે અભ્યાસ કરવાથી સ્વાભાવિક થઇ જાય છે. વાચાળ મનુષ્ય મિતભાષી બનવાની નકલ કરતાં કરતાં થોડાજ દિવસમાં ખરો મિતભાષિ થઇ જાય છે, તે પછી તેને નકલ કરવાની જરૂર રહેતી નથી. જે સ્વભાવના ચચળ છે, તે ગંભીર ભાવનો અભ્યાસ કરીને ગંભીર બની શકે છે. એજ પ્રકારે જે ગંભીર પ્રકૃતિના મનુષ્ય છે તે વાચાળ

ભાઇભાંડુના સહવાસમાં રહીને તેમના મનને સંતોષની ખાતર વાચાળ તાનું અનુકરણુ કરતાં કરતાં સ્વભાવિક રીતે વાચાળ બની જાય છે.

આપણા દેશમાં શિષ્ટાચારનાં અનેક દષ્ટાંત વિદ્યમાન્ છે; પરંતુ આજકાલ શિષ્ટાચારનો એક રીતે સર્વત્ર અભાવજ થઇ રહ્યો છે. તેનું કારણુ બીજું કોઇજ નથી, પણુ કેવળ શિષ્ટાચારનો ખરો અર્થ ન સમજતાં કેટલાક વિલાસપ્રિયો, અને શિક્ષણુથી હીન ધનવાનોની રીતભાત અને માર્ગનું અંધ બનીને અનુકરણુ કરવું એજ છે. ચિરકાળ સુધી અશિષ્ટ વર્તનથી હૃદયની કોમળતા નષ્ટ થઇ ગયા પછી પણ, કોઇ એ વાતનો સ્વિકાર નથી કરી શકતા કે અશિષ્ટ લોકોના સંસર્ગ કરતાં શિષ્ટાચારી અને વિનયી સજ્જનની સોબતમાં વિશેષ સુખ છે. મનુષ્ય સમાજને સુખી બનાવવાને માટે કેટલાય ઉપાય છે, તેમાં શિષ્ટ વ્યવહારને પણુ જો એક ઉપાય તરીકે માની લેવામાં આવે, અને તેને બીજા કોઇપણુ ઉપકાર તરીકે ન સમજવામાં આવે તોપણુ સજ્જનતાનું શિક્ષણુ જરૂર આવશ્યક છે. સામાન્ય સજ્જનતાથી પણુ કદી કદી લોકો ઉપર વિશેષ ઉપકાર થઈ જાય છે.

એક સડકને કિનારે એક ઉંડું નાળુ હતું કે જ્યાં કીચડ અને મેલું પાણી હંમેશાં ભરાઇ રહેતું હતું, અને તે એવું હતું કે કદી ભૂલે ચૂકે જો કોઈ તેમાં ગબડી પડે તો પછી તેની નીકળવું મૂશ્કેલ થઇ પડે તેમ હતું. એક વખત એક વૃદ્ધ અને આંધળો ભિખારી જે તરફ જવું જોઇએ તે તરફ ન જતાં ભૂલથી તે નાળાની તરફ જવા માંડ્યો તેવામાં એક ગાડુ આવવાનો ગગડાટ સાંભળીને એકાએક તે આંધળો ભિખારી ઉતાવળો ઉતાવળો છેક નાળાને કિનારે

આવી ગયો, અને અંદર પડવાની તૈયારીમાંજ હતો, તેવામાં એકાએક એક ચૌદેક વર્ષની ઉમ્મરના બાળકે દોડીને તેને ઝટ પકડી લીધો, અને તે બીવે નહીં તે માટે તેને ખરી વાત પણ કહી દીધી. જ્યારે ગાડી આગળ જતી રહી ત્યારે તે બાળકે તે વૃદ્ધને સડક બતાવીને પછી પોતે પોતાને જ્યાં જવું હતું ત્યાં ગયો. આ આંધળાએ આ પ્રકારે તે બાળકનું દયાવાળું વર્તન જોઇને તેને ઘણોજ આશીર્વાદ આપ્યો. જો તે વખતે તે બાળકે તે ભિખારીનો વેશ જોઇને તેને અડકતાં સંકોચ રાખ્યો હોત તો, અને તે તરફ લક્ષ ન આપતાં પોતે પોતાને રસ્તે ચાલી નીકળ્યો હોત, અથવા તેને સંકટમાં આવી પડેલો જોઇ માત્ર મોઢેજ દિલગીરી બતાવીને ચાલી ગયો હોત તો, તેથી શું બાળકનું મહત્વ ગણાત ? કદી નહીં. તેના આ એક સાધારણ કામથી, એક અનાથ અને અસમર્થ મનુષ્યનો જે પ્રાણ બચ્યો તેના જેવો બીજો કયો ઉપકાર કહેવાય ? તે વખતે તે રસ્તે થઇને બે એક સારા માણસો જતા હતા, તેઓ આ આંધળાને નાળાની તરફ જતો જોઇને બોલ્યા કે, " અહા, આ અભાગી આંધળો હમણાંજ આ નાળામાં ગબડીને પોતાનો પ્રાણ ખોશે. " ત્યારે બીજા માણસે કહ્યું કે, આ બુઢ્ઢાનું મૃત્યું નજીક આવી પહોંચેલું જણાય છે. આંધળો ઘણોજ વૃદ્ધ હોવાને લીધે કાને કાંઇ સાંભળતો નહોતો, એથી આ લોકોની વાત તેણે સાંભળી નહોતી. ત્યારે આ બાળકે તો મોઢે કાંઇ પણ ન બોલીને તે વૃદ્ધ આંધળાને વિપત્તિમાંથી બચાવી લીધો. આ પ્રકારે ઘણાય બનાવો રોજ બન્યાં કરે છે. તેની ગણના ક્યાં સુધી કરી શકાય તેમ છે ? મનુષ્યોની સામાન્ય સહાનુભૂતિ અને દયાવાળા વર્તનના

અભાવથી દુનિયાંનું એટલું બધું અકલ્યાણ થઇ રહ્યું છેકે, તેનો કોઇ નિર્ણય કરી શકે તેમ નથી.

આ બનાવ વિશેષ ચમત્કાર જનક ન હોવા છતાં પણ તમે એટલું તો જરૂર સમજશોજ કે બીજાનાં દુખ જોઇને કેવળ દયા બતાવવી, અથવા વ્યાકુળ થઇને આંખમાંથી એકાદ બે આંસુ પાડવાથી કાંઇ વળતું નથી, કેવળ મનમાંને મનમાં ભાવના કરવાથી કાર્ય સિદ્ધિ થતી નથી, કાર્યની સફળતા કાર્ય કરવામાંજ થાય છે. જેને તમે મનમાં સારૂં સમજો, તેનો વિચાર કરીને જ ન રહો, પરંતુ તેને વર્તનમાં ઉતારો સારા ખોટા કામોનો સાક્ષી તમારૂં અંતઃકરણજ છે. અંતઃકરણ તમને સારૂં કામ કરવાને માટે પ્રેરણા કરે છે, પરંતું કુબુદ્ધ તમને તે રસ્તે જતાં રોકી રાખે છે. અને તેથી જ્યાં સુધી કુબુદ્ધિને હૃદયમાંથી દુર નહીં કરો ત્યાં સુધી તમારાથી એક પણ સારૂં કામ થવાની આશા કોઇ રાખી શકે તેમ નથી. તમે સ્વાર્થનો ત્યાગ કરવાની સાથે જેમ જેમ સજ્જનતાનો અભ્યાસ કરતા જશો તેમ તેમ કુબુદ્ધિ એની મેળેજ દૂર થતી જશે, અને સુબુદ્ધિની ધીરે ધીરે વૃદ્ધિ થતી જશે. સુબુદ્ધિની વૃદ્ધિ થતાં તમે સચ્ચરિત્ર થઇને તમારી સજ્જનતાથી લોકોના ઉપર ઘણોજ ઉપકાર કરી શકશો. ઘણા લોકોનું કહેતું એવું છે કે, "જેનો ઉદ્દેશ સારો ન હોય તેવી સજ્જનતા પણ શુ કામની." એવીજ રીતે દયાનું કાંઇ કામ ન કર્યું તો માત્ર દયાની ચિંતા કરવાનું શું ફળ?

# स्वाभाविक सहानुभुतिए सज्जनतानुं एक अंग छे.



બધી વખતે સજ્જનતાનો પ્રકાશ કરવો એ અસંભવિત છે. પરંતુ ખરી સહાનુભૂતિ હોય છે તો વખત આવે સજ્જનતાનો પ્રકાશ કરી શકાય છે.

નવીન અને નક્ષત્ર નામના બે વિદ્યાર્થી ઇન્ટરની પરીક્ષા આપવાને માટે તૈયાર થયા હતા. નવીન ગરીબ છોકરો હોવાથી ફી ભરવાની નહી હોવાથી પરીક્ષામાં બેસી શકવાનો નથી અને તેથી તેનો અભ્યાસ પણ પડી ભાગવાનો. નક્ષત્ર જો કે વધુ ધનવાનનો બાળકતો નહોતો, પરંતું નવીન કરતાં તેની સ્થિતિ કાંઇક સારી હતી. આ વખતે દુર્ભાગ્ય યોગે નવીનના બાપ ગુજરી ગયા. હવે તેની અભાગિણી માનો તે એકજ બાળક હતો. તેણે હવે પોતાના મનમાં ધાર્યું કે હવે હું અભ્યાસ છોડીને કોઈ બીજો ધંધો શોધી કાઢું તોપણ મારી માતાનું દારિદ્રય દુઃખ તો હું દુર કરી શકું તેમ નથી. એથી જે રીતે બને તે રીતે પરીક્ષામાંતો જરૂર બેસીશજ. ” આ પ્રકારે મનમાં અને મનમાં સંકલ્પ કરીને તેણે પોતાનો અભ્યાસ જીવતોડથી કરવા માંડયો. જ્યારે પરીક્ષાનો સમય નજીક આવ્યો ત્યારે નવીને પરીક્ષાને માટે ફી જોઇએ તે તેની પોતાની મા પાસે જઇને માગણી કરી. તેની મા રોવા લાગી. તેની પાસે એક પણ એવી વસ્તુ નહોતી કે જે ગીરો મુકીને કાંઇ રૂ-

રૂપિયા લાવીને પણ તેને આપે. તેતો માત્ર પોતાના બાળકનું મો જોઇનેજ અત્યંત દુખથી દિવસો કાઢતી હતી. નવીન પોતાની માતાને રડતી જોઇને કાંઇ ન બોલતાં છાનો માનો પોતાની સુવાની ઓરડીમાં જઇને આંસુ ઢાળવા મંડયો. આ વખતે નક્ષત્રે આવીને જોયુંતો નવીન રડયાં કરે છે. રોવાનું કારણ પૂછતાં જ્યારે નક્ષત્રે સર્વ વાત જાણી ત્યારે તેણે કહ્યું, "ભાઇ નવીન, શું તું આટલાજ માટે રડયાં કરે છે, ચાલ હું તારાજ નામે ફી ભરી દઉછું" આ પછી નક્ષત્રે નવીનના નામે રૂપીયા ભર્યા. તે પછી કટલોક વખત નક્ષત્રની નવીનને મુલાકાત થઈ નહી. યોગ્ય વખતે પરીક્ષાનું પરીણામ જાણવાની ઇચ્છાથી સર્વ વિદ્યાર્થીઓ કૉલેજમાં ગયા, ત્યાં પ્રોફેસર પાસ થયેલાનાં નામ બોલતા હતા, તેમાં નવીને પાસ થઇને સરકારી સ્કૉલરશીપ મેળવી હતી. નક્ષત્રની ગણત્રી મુખ્ય વિદ્યાર્થીમાં થયેલી હતી, સર્વ પ્રોફેસરો કહેતા કે નક્ષત્ર સર્વથી ઉંચા નંબરે પાસ થશે, પરંતુ તેનું નામ ન મળે. નક્ષત્રે નવીનનું નામ સાંભળીને ઘણાજ ઉલ્લાસથી તેનો હાથ પકડીને પોતાના હૃદયનો આનંદ પ્રકટ કર્યો. અને તેની કૃતજ્ઞતાથી નવીનની આંખોમાંથી આંસુ ટપકવા માંડયાં. પ્રીન્સીપાલે આ જોઇતે નક્ષત્રને એકાન્તમાં લઇ જઇ પૂછયું કે, તારી આ પરીક્ષામાં પાસ થવાની પૂરી આશા હતી, અમને પણ પૂરો વિશ્વાસ હતો કે તું સર્વમાં પહેલા નંબરે પાસ થશે, તો કહે કે તું કેમ પરીક્ષામાં ન બેઠો? નક્ષત્રે કહ્યું, નવીનની આર્થિક અવસ્થા સારી નહોતી મેં જ્યારે સાંભળ્યું કે ફીના રૂપિયા વિના તે આ વર્ષે પરીક્ષા આપી શકશે નહિં, અને તેની પાસે એટલી પૂંજી નથી કે જે ખર્ચીને તે આગળ ભણી શકે. અને પરીક્ષા ન આપેતો તેણે પોતાનો વિદ્યાભ્યાસ છોડી દેવો પડશે, નવીનની માતો ઘણાજ દુખમાં

ક્હાડા કાઢે છે, તો તે બિચારી રૂપિયા કયાંથી લાવે કે પોતાના પુત્રને ભણાવે નવીનના બાપ પણ આ સાલે ગુજરી ગયા છે, ત્યારે એવા સંકટના વખતે નવીનને સંતોષ આપવો મને ઘણોજ જરૂરી જણાયો એથી મેં મારી ફીના રૂપિયા નવીનના નામે જમાં કરાવી દીધા. જેથી હું પરીક્ષામાં બેઠો નહોતો. અને મારી પરીક્ષામાં ન જવાની વાત સાંભળત તો નવીન રૂપીયા ન લેત અને મારા પિતા મારા ઉપર નારાજ થાત તેથી પરીક્ષાની પહેલાં મેં એ વાત કોઇને કહી નહોતી. જ્યારે મારા બાપના જાણવામાં તે સર્વ વાત આવી ત્યારે તેમણે તે રૂપિયા પાછા લેવાનું યોગ્ય ધાર્યું નહીં. આ સાંભળી કોલેજના પ્રિન્સીપાલે નક્ષત્રના ઉદાર હૃદયની અને તેના નિઃસ્વાર્થ ભાવની ઘણીજ પ્રસંસા કરી.

---

# शिष्ट वर्त्तनमां लोकलज्जा जेवा कुसंस्कारो उपर ध्यान न आपवुं जोइए.



પ્રથમજ કહેવામાં આવ્યું છે કે, એવી સજ્જનતાનું કાંઇ ફળ નથી કે જે વર્ત્તનમાં ન લાવી શકાય. સજ્જનતાની સાર્થકતા ત્યારેજ થાય છે કે જ્યારે તે પ્રમાણે વર્ત્તવામાં આવે છે. એથી એમ ન સમજવું કે વચનની શિષ્ટતાનું કાંઇ પ્રયોજનજ નથી કારણ કે સર્વ વખતે સજ્જનતાથી માત્ર કાર્યજ કરવાનું હોતું નથી, પરંતુ ધારો કે જ્યાં કેવળ મધુર વચનથીજ

કોઇનું સન્માન કરીને સજ્જનતા બતાવવાની હોય ત્યાં મૌન બેસી રહેવું, યા તેથી વિરૂદ્ધ વર્તન કરવું એ ઉપહાસ યા સંતોષનું કારણ થાય છે. કાર્ય માત્રની હદ હોય છે. કોઇ પણ કામ હદઉપરાંત કરવું એ અયોગ્ય છે. હદઉપરાંત કાર્ય કરવાથી તેનું પરીણામ ઉલટું આવે છે. માન આપવા લાયક માણસને પણ અતિ ઘણું સન્માન આપવુ એ તેને દુઃખ લજ્જા અને અપમાનનું કારણ થઇ પડે છે. હૃદયથી જુદે સજ્જનતા બતાવવાથી મનુષ્યોને ઉદ્વેગ થવા માડે છે, અને વિશ્વાસ પણ ઉડી જાય છે. એવી રીતે જ્યાં જેટલો ઉપકાર અને જેટલી સજ્જનતા બતાવવાનું પ્રયોજન હોય ત્યાં લોક લજ્જાથી યા આત્મગૌરવથી અથવા તો કોઇ બીજા કુસંસ્કારોથી કેવળ મોઢે બોલીનેજ સજ્જનતા બતાવવી એ બરોબર નથી. જ્યા શારીરિક બળની જરૂર હોય, ત્યાં બોલવાથી કાંઇ કામ થતુ નથી. એની વધુ ખાત્રી નીચેના દૃષ્ટાંતથી થઇ જશે.

એક વખત ટાઢની વખતે પારીસમાં રાજમાર્ગ ઉપર એક આંધળો મનુષ્ય હાથમાં વીણા લઇને ધીરે ધીરે જતો હતો. તે ઘરડપણની કમજોરી અને ભૂખથી અત્યંત વિહ્વલ થઇને ધીમા અવાજે મુસાફરો પાસેથી ભીખ માગતો ફરતો હતો. તે સંગીત વિદ્યામાં ઘણોજ નિપુણ હતો, પરંતુ આ વખતે તેનામાં એવું બળ ન હોતું કે જે ગાઇબજાવીને લોકોના ચિત્તને પોતાની તરફ આકર્ષિ શકે. રાત બહુજ વીતી ગઇ હતી. રાજમાર્ગ મુસાફરોથી રહિત થતો જતો હતો. ડોસો મનમાને મનમાં વિચાર કરવા લાગ્યો કે આજે, આટલી રાત્રે મારા તરફ કાંણુ નજર નાંખશે ! બે દિવસથી તો કાંઇ ખાધું નથી, આજ રાત્રે કદિ ખાવાનું નહીં મળે તો મારો

પ્રાણ બચશે નહીં, તે આ પ્રકારે વિચાર કરતો સડકની એક બાજુએ આવીને બેઠો તે વખતે ત્રણ યુવકો એ રસ્તે થઇને કંઇ જતા હતા તે ત્રણે જણ સારા કુળવાન હતા. અને ગાવા બજાવવામાં પણ કુશળ હતા, તે ત્રણે જણે તે વૃદ્ધના હાથમાં સતાર જોઇને તેની પાસે ગયા અને તેનું સઘળું વૃતાંત સાંભળીને તે ઘણાજ દુઃખી થયા. એ ત્રણેના હૃદયમાં દયા ઉભરાઇ ગઇ. આંખોમાંથી આંસુ ટપકવા માંડયાં, તેમાંના પહેલા યુવકે કહ્યું " ભાઇ, આવો, આપણે આ ડોસાને ખાંધ પર ઉઠાવી લઇને આપણે ઘેર લઇ જઇએ. " ત્રીજાએ કહ્યું, એક કામ કરો, એનો જે ધંધો છે તે વડે, આજે આપણે પણ તેની સાથે સહાનુભૂતિ પ્રકટ કરીએ. અને તેનો સતાર લઇને આ રાજમાર્ગમાં તેની માફક ગાઇ બજાવીને આપણે મુસાફરોના પાસેથી થોડું ઘણું દ્રવ્ય એકઠું કરીને આ બિચારા ગરીબને આપીને તેનું દુખ દૂર કરવાનો યત્ન કરીએ. "

ત્રીજા યુવાનને મોઢેથી આ વાત સાંભળીને પ્રથમ યુવકે તે ભીખારીના પાસેથી સતાર લઇને બજાવવા માંડયો, તે સતાર બહુજ સારી રીતે બજાવી જાણતો હતો. સતારનો મધુર શબ્દ સાંભળીને એકે એક રસ્તાના લોકો ત્યાં એકઠા થવા લાગ્યા. બીજા યુવકે ગાવા માંડયું, આ વખતે પારીસ શહેરમાં સ્વદેશાનુરાગી ગાયનોને લોકો અધિક પસંદ કરતા હતા, તેમણે તેજ ગાયન ગાવા માંડયું, સાંભળનારાઓ તેથી ખુશી થઇને તે ગાનારાઓને ઇનામ તરીકે પૈસા આપવા મંડયા. ચારે તરફથી ત્યાં પૈસાની ઢગલી થવા લાગી. બીજા યુવકે ગાવાનું બંધ કર્યું કે ત્રીજા યુવકે ગાવું શરૂ કર્યું તેનો સ્વર ઘણોજ મધુર હતો, જેથી લોકો તે ઉપર મુગ્ધ બનીને સાંભળવા

લાગ્યા. તેનું ગાયન પુરૂં થતાં લોકોએ ઘણુાજ પૈસા ઇનામમાં આપ્યા. આ ભૂખ્યો અને ગરીબ ભિખારી તો આ જોઇને ચકિતજ થઇ ગયો. તે એટલો બધો વિસ્મિત થઇ ગયો કે કાંઇ બોલવાનું પણ તેનામાં સામર્થ્ય રહ્યું નહીં. જ્યારે લોકો વેરાઇ ગયા ત્યારે આ ત્રણે યુવકોએ લોકોની પાસેથી જે રૂપીયા મેળવ્યા હતા તે સઘળા તે ભિખારી ડોસાના હાથમાં મૂકયા જેથી તે બિચારો આનંદ અને ઉપકારથી હર્ષિત થઇને ત્રણે યુવકોને અંતઃકરણથી આશીર્વાદ આપવા લાગ્યો. જ્યારે તેમણે જવા માંડયું ત્યારે તે ભિખારીએ તેમનાં નામ પૂછયાં, અને કહ્યુ કે હું જયાં સુધી જીવીશ ત્યાં સુધી તમારો ઉપકાર નહીં ભૂલું. ઇશ્વર પાસે પ્રાર્થના કરતો વખતે પણ આપનું ભલું થાય તેવી રોજ બંદગી કરીશ.

પ્રથમ યુવકે પોતાનું નામ ‘ વિશ્વાસ ’ બતાવ્યું.

બીજાએ કહ્યું, “ મારૂં નામ ધૈર્ય ” છે.

ત્રીજાએ કહ્યું, મારૂં નામ પ્રેમ છે. ”

આમ કહીને ત્રણે યુવક ચાલ્યા ગયા. તેણે મનમાં ને મનમાં કહ્યું, હું વિશ્વાસ શૂન્ય, ધૈર્ય શૂન્ય, અને ઇશ્વર તથા મનુષ્યોના પ્રતિ પ્રેમ શૂન્ય થઇને ચારે તરફ ભટકતો ફરતો હતો. આ ત્રણ યુવકોનું શિષ્ટવર્તન જોઇને આજે મારા હૃદયમાં વિશ્વાસ-શ્રદ્ધા, ધૈર્ય-હીંમત અને પ્રેમનો ઉદય થયો છે. ઇશ્વર, તને ધન્ય છે ? ધન્ય છે તારી દયાને ?

આ ત્રણે યુવક જો ભિખારીની દુર્દશા ઉપર માત્ર આંસુ ઢાળીનેજ અથવાતો એકાદ બે મીઠી વાતો કહીને ચાલ્યા ગયા હોત, તો તેથી તે બિચારાના ઉપર શો ઉપકાર થાત ? પરંતુ આ ત્રણે પરો-

પકારને કર્ત્તવ્ય સમજીને આત્મગૌરવ યા લોક લજ્જાની તરફ ધ્યાન ન આપ્યુ. જો તે ગાવા બજાવવામાં સંકોચ રાખત તો તે આ ભિખારીના ઉપર આટલો મોટો ઉપકાર શી રીતે કરી શકત ?

એક વળી એવુંજ બીજું દષ્ટાંત છે કે જેથી તમને વધુ ખાત્રી થશે. એક દિવસ એક રેલ્વે સ્ટેશન ઉપર રેલવે ટ્રેન આવીને ઉભી રહી ત્યારે રેલના કેટલાક મુસાફરો ઉતરી પડયા એક વૃદ્ધ ડોસી પણ ત્યાં ઉતરી પડી. પણ તેની પાસે એક મોટી ગાંસડી હતી કે જે વજનમાં ઘણી ભારે હતી. તેણે ગાડીમાંથી તે ગાંસડી ઉતારવાની ઘણીજ મહેનત કરી પરંતુ તે ઉતરી શકી નહીં, આ તરફ ગાડીને ઉપડવાનો પણ વખત થયો હતો, માણસોનાં ટોળેટોળાં ગાડીમાં આવીને બેસવા લાગ્યાં. ડોશીથી જ્યારે ગાંસડી ગાડીમાંથી ન ઉતરી ત્યારે તે મુસાફરલોકોને તે ગાંસડી બહાર કાઢવાની મદદ કરવાને કહેવા લાગી, પણ તેના કહેવા ઉપર કોઇએ પણ ધ્યાન ન આપ્યું, સર્વ કોઇ પોતપોતાના સ્વાર્થની આગળ આંધળા બની જાય છે. તે અનુસાર કોઇએ પણ તે ડોશીની વાત કાને ન ધરી જેથી તે બિચારી રડવા લાગી, તથાપિ કોઈએ પણ તેના ઉપર ધ્યાન ન આપ્યું, પરંતુ તેની રડવાની વાત એક બીજા મનુષ્યે વેગળેથી સાંભળી. કાસિમબજારના મહારાજા મુનીન્દ્ર ચન્દ્રનંદી આ ગાડીમાં કલકત્તે જતા હતા, તે પોતાના સ્પેશ્યલ ડબ્બામાંથી ઉતરી આ થર્ડ કલાસના ડબ્બા આગળ જ્યાં તે ડોશી રડતી હતી ત્યાં આવ્યા અને જલ્દીથી તેની ગાંસડી ગાડીમાંથી બહાર કાઢીને તે ડોશીને માથે ચઢાવી દીધી. આ વખતે ગાડી ઉપડવાની તૈયારી હતી, ગાડીને ઉપડવાનો ઘંટો તો વાગી ચુકયો હતો, જેથી

તે ડોશી આશીર્વાદ આપે તે પહેલાં તો તે તુરત જઇને પોતાના ડબામાં બેસી ગયા. અને ડોસી ગાંસડી માથે લઇને, આંખોનાં આંસૂ લ્હોતી, મહારાજાનો ઉપકાર માનતી માનતી, અને ઘણુાજ આશીર્વાદ આપતી ચાલી ગઇ. આજ કાલ તો કેટલાક ફર્સ્ટ કલાસના મુસાફરો થર્ડ કલાસના ડબા આગળ જવું તેમાં પણ હીનતા માને છે. તો પછી એક મેલાં કપડાં પહેરેલી અસહાય અબળાને માથે ગાંસડી ઉપાડીને મૂકવાની તો વાતજ શી કરવી; દરિદ્ર લોકોનો સ્પર્શ કરવો એમને તો મહાપાપ રૂપ લાગે છે. આ પ્રકારે દુખિયો પ્રતિ તિરસ્કારની દૃષ્ટિથી જોવું એનું કારણ સ્વાભાવિક સજ્જનતાનો અભાવ, હૃદયની સંકીર્ણતા અને કુસંસ્કાર જ છે. જેના અંતઃકરણમાં વિનયનો ભાવ નથી તેની સજ્જનતા અસ્વભાવિક થઇ પડે છે. તે વધુ વખત સુધી શિષ્ટાચારનું રક્ષણ કરી શકતા નથી. તેના બોલવાના અવાજથી, અસહિષ્ણુતા, ઉદાસીનતા અને ક્રોધ ભાવથી તેમની બનાવટી સજ્જનતાનો પત્તો જલ્દી મળી જાય છે. વિદ્વાનો એ શું સ્ત્રી, શું પુરૂષ, બંનેને માટે વિનયનેજ મુખ્ય ભૂષણ માન્યો છે. " **शीलंपर भूषणम्** ' સોના ચાંદીના અલંકારો જેમ શરીરની બહારની શોભા વધારનાર છે તેમ વિનય રૂપિ ભુષણ મનને અલંકૃત કરીને મનની શોભાને વધારે છે. સજ્જનતા યા શિષ્ટાચાર એ વિનયનું બહારનું લક્ષણ છે. જેનું હૃદય દુર્વિનીત છે છે તે કદી કદી સજ્જતાનો પ્રકાશ કરવામાં અસમર્થ થાય છે.



# बाध्य बाधक भाव.



"આપણે જ્યારે જન્મ લઇએ છીએ, ત્યારથી એકલા રહીને આપણું રક્ષણ કરી શક્તા નથી. જેટલા લોકોની સાથે આપણે રહીએ છીએ તે લોકોની પાસેથી આપણે શારીરિક અને માનસિક કાર્યોમાં મદદ મેળવવાને માટે સર્વદા આવશ્યક્તા છે. આપણે જે કપડાં પહેરીએ છીએ. તે બીજાનાંજ બનાવેલાં છે. જે ઘરમાં અમે રહીએ છીએ, તેને પણ કોઇ બીજાએ જ બનાવેલું છે. બીજા માણસોજ આપણા ખાવા ખોરાકીની વસ્તુઓનો સંગ્રહ કરીને રાખે છે બીજાનાં કામ કરીને જેવી રીતે આપણે નિર્વાહ કરીએ છીએ તેવીજ રીતે બીજા માણસો પણ આપણું કામ કરીને પોતાનો જીવન નિર્વાહ કરે છે. બાલ્યાવસ્થામાં માબાપ જ લાડ અને પ્યારથી બાળકોનું પાલણ પોષણ કરે છે તે પછી જેમ જેમ ઉમર વધતી જાય છે. તેમ તેમ બીજા માણુસોની મદદની જરૂર પડે છે. બીજાની મદદ વિના આપણે એક દિવસ પણ સુખથી રહી શક્તા નથી. વિદ્યા ભણવાને માટે શિક્ષક અને પાઠશાળાનું પ્રયોજન હોય છે. વેપાર રોજગારમાં પણ બીજા દેશોની સાથે વ્યવહાર કરવો પડે છે. આપણે ધર્મ, સમાજ અને રાજનિયમને અનુકૂળ ચાલવું પડે છે; સુખ દુઃખમાં પોતાનાં સગાં વહાલાં કે મિત્રોની સાથે હર્ષ શોકનું પાલન કરવું પડે છે, અને એ સર્વને લીધે આપણે બીજા માણુસોની જરૂર પડે છે, અને તેમની

મદદની આશા રાખવી પડે છે. દેશ, કાલ અને પાત્રના ભેદથી આ બાધ્ય ભાવની હાનિ યા વૃદ્ધિ થાય છે. કોઈ માણસ જ્યારે કોઇ બીજા માણસ દ્વારા વિશેષ ઉપકૃત થાય છે ત્યારે તે માણસ તે ઉપકારની આગળ અધિક બાધ્ય વારૂણી થાય છે ગમે તો ઓળ-ખાણવાળો હો યા ઓળખાણ વિનાનો હો, શત્રુ હો, યા મિત્ર હો, ધનવાન હો, યા દરિદ્રિ હો, પંડિત હો, યા મૂર્ખ હો, તોપણ આપણે એક વસ્તુ સમભાવને માટે સર્વની આગળ રૂણી છીએ. એવીજ રીતે બીજા લોકો પણ આપણી આગળ તેનેજ માટે રૂણી છે, જે રૂણ આપણા જન્મ કાળના આરંભથી તે અંત સુધી વધ્યાં કરે છે. તે રૂણનું નામ શિષ્ટાચાર છે. આગણે આ રૂણથી ઉદ્ધરવાનો માટે સર્વદા યત્ન કરવો જોઇએ. જ્યાં સુધી આપણે શુદ્ધ હૃદયથી શિષ્ટાચાર નહીં કરીશું, ત્યાં સુધી રૂણના ભારથી દબ્યાજ રહીશું. બાધ્ય બાધક ભાવને પણ શિષ્ટાચારના અંતર્ગતજ સમજવો જોઇએ.





# તૃતિય પરિચ્છેદ.

दरिद्रान भर कौन्तेय मा प्रयच्छेश्वरे धनम् ।
व्याधितस्यौषधं पथ्यं नीरुजस्य किमौषधैः ॥ १ ॥

દરિદ્રોને ધન આપવું જોઇએ, ધનવાનોને ધન આપવાનું શું ફળ ? જે રોગી છે તેને દવા આપવી જોઈએ નીરોગીને દવા આપવી વૃથા છે. ॥ ૧ ॥

उपकर्तुं प्रियं वक्तुं कर्तुं स्नेहमकृत्रिमम् ।
सज्जनानां स्वभावोऽयं केनेन्दुः शिशिरीकृतः ॥ २ ॥

સર્વનો ઉપકાર કરવો, મધુર વચન બોલવાં, સર્વ પર પ્રેમભાવ રાખવો, એ સજ્જનોનો સ્વાભાવિક ગુણ છે. ચંદ્રમા સ્વભાવે જ શીતલ છે. ॥ ૨ ॥

उपकर्त्तुमप्रकाशं क्षन्तुं न्यूनेष्वयाचितं दातुम् ।
अभिसन्धातुं च गुणैः शतेषु कश्चिद् विजानाति ॥ ३ ॥

અપ્રકટ રૂપે ઉપકાર કરવો, આશ્રિતો ઉપર ક્ષમાની દૃષ્ટિ

રાખવી, કાંઇ ન માગતાં દરિદ્રોને દાન આપવું, અને સદ્ગુણોની સાથે પ્રીતિ કરવી એ સૌ કોઇ વિરલાજ જાણે છે. ॥ ૩ ॥

**દોહરો.**

મધુર વચન બોલો સદા, કરો ન મન અભિમાન;
ક્ષમા દયા ભૂલો નહીં જો ચાહો કલ્યાણ. ૧
અધમ જન પર કરે સાધુજન દયા વિસ્તાર;
નિજ પ્રકાશ નહિં આપતાં ચન્દ્રક્ષયચ આગાર ૨



# सदय दान.



સંસારમાં જે લોકો એટલું દાન કરી રહ્યા છે, પોતાના દાનનો સુયશ ચારે તરફ ફેલાવી રહ્યા છે, દરરોજ ભિખારિયોનો કોલાહલ સદાવત વાળા મહેલ્લામાં મચી રહે છે, એ સર્વ શાને માટે ? કદી કદી પેપરોમાં દાનની મોટી ટીપ જોવામાં આવે છે. એ શાને માટે ? એથી શું દાતાઓની દયા પૂર્ણ રૂપે પ્રકટ થાય છે ? જો તેમજ હોયતો જમણા હાથે દાન આપતી વખતે ડાબા હાથમાં લાકડી રાખવાનું શું કારણ ? યાચકોની પ્રાર્થના પૂરી કરતી વખતે મોંઢે કઠોર વચન બોલવાનું શું પ્રયોજન ? તમે ક્લિષ્ટ મનથી, આંખો લાલ કરીને, ક્રોધ પૂર્વક જે દાન કરો છો તે દાનથી શું ભિખારીયોનું મન પ્રસન્ન થાય છે ? અપ્રસન્ન મનથી જે દાન કરવામાં આવે છે તેને ગ્રહણ કરીને યાચકો પ્રસન્ન થતા

નથી, તેના હૃદયમાં ઉલટી વ્યથા થાય છે. તે ખરા અંતઃકરણ પૂર્વક દાતાની કૃતજ્ઞતાનો પ્રકાશ કરી શકતા નથી. તે તમારૂં ચઢેલા મનથી આપેલું દાન લેતી વખતે, તમારૂ પ્રસન્ન મુખ, દયાથી ભરેલી આંખો, મધુર મૂર્ત્તિનું મનમાં ને મનમાં ધ્યાન કરીને પરમ પિતા પરમેશ્વરની આગળ તમારૂં મંગળ થાય તેવી પ્રાર્થના કયારે કરશે ? હા, એટલું તો નિશ્ચયજ છે કે, તે પોતાની દરિદ્રતાને વારંવાર ધિક્કાર આપીને તમારા ક્રોધ સૂચક લાલ નેત્રો અને ભયંકર મૂર્ત્તિને હૃદયમાં ધારણ કરશે અને જ્યારે જ્યારે તમારા વજ્રના પ્રહાર જેવાં વચનોનુ તેમને સ્મરણ થશે ત્યારે ત્યારે તેમનું ભગ્ન હૃદય કંપી ઉઠશે. હવે તમે પોતેજ વિચાર કરી શકશો કે આ બંને પ્રકારના દાનોમાં સારૂં દાન કયું છે. જો તમે સાચું સુખ મેળવવાની ઇચ્છા રાખતા હો, જો તમે બીજાનાં મનોમંદિરમાં વિહાર કરવાનું ઇચ્છતા હો,અને સઘળા સંસારને પોતાનો બનાવવા ઇચ્છતા હો તો અભિમાનનો ત્યાગ કરીને વિનય સાથે મધુર વચનો બોલવાનો અભ્યાસ કરો. મધુર વચનની સાથે દાન આપવાથી દાતાને પુણ્ય વધુ મળે છે અને દાન લેનાર પણ પ્રસન્ન થાય છે. મનુષ્યને માટે પ્રિય વચન બોલવાં એ એક એવો ગુણ છે કે જેથી સંસારના સર્વ લોકો સંતુષ્ટ થઇ શકે છે. અને તેથી મનુષ્ય માત્રે પ્રિય વચનો બોલવાનો પ્રયત્ન કરવો જોઇએ, કહ્યું છે કે,--

**प्रिय वाक्य प्रदानेन सर्वे तुष्यान्ति जन्तव: ।**
**तस्मात्प्रियं च वक्तव्यं वचने कीं दारिद्रता ॥ १ ॥**

चाणक्य०

પ્રિય વચન બોલવાથી સર્વે કોઇ સંતુષ્ટ થાય છે, તેથી પ્રિય-વચન બોલવાં જોઇએ. મધુર વચન બોલવાની શા માટે દરિદ્રતા રાખવી જોઇએ ? ૧

વળી તુલસીદાસ કહે છે કે.
એસી બોલી બોલિએ મનકા આપા ખોય !
ઔરહુ કો શીતલ કરે, આપહુ શીતલ હોય. ૧
કાગા કા સોં લેત હૈ, કોયલ કા કો દેત;
તુલસી મીઠે વચનમેં જગ અપનો કર લેત. ૨

જનાબ ઇબ્રાહિમખાંનો એક એવો નિયમ હતો કે જ્યાં સુધી ભૂખ્યા અતિથિને ભોજન ન કરાવે ત્યાં સુધી તે પોતે જળનો સ્પર્શ પણ કરતો નહોતો. એક દિવસ વરસાદની મોસમમાં વરસાદ અધિક હોવાને લીધે એક પણ અતિથિ તેને ત્યાં ન આવ્યો. તેથી તે આખો દિવસ ભૂખ્યો રહ્યો. આખરે સાંજરે તેમણે અતિથિને શોધી કહાડવાને પોતાના નોકરોને ચારે તરફ મોકલ્યા અને પોતે પણ અતિથિની શોધમાં બહાર નીકળીને આમ તેમ ઘુમવા લાગ્યો તેમણે જોયું કે સામે એક અત્યંત વૃદ્ધ જેના દાઢી મૂછોના વાળ બિલકુલ સફેદ થઇ ગયા છે, તે વરસાદની ઝડીમાં થર થર કંપી રહ્યો છે. તેથી તે વૃદ્ધની પાસે જઇને દયાથી દ્રવિત થઇને બોલ્યા, મહાશય, આપ કૃપા કરીને આજે મારે ઘેર અતિથ્ય ગ્રહણ કરો. વૃધ્ધે પ્રસન્નતા પૂર્વક તેનું નિમંત્રણ સ્વિકાર્યું અને તેને ઘેર ગયો. ઈબ્રાહિમખાંના નોકરોએ અતિથિને ઘણાજ આદર સન્માન પૂર્વક બેસવાને આસન આપ્યું, જ્યારે તે વૃદ્ધ હાથ પગ ધોઇને આસન ઉપર બેઠા ત્યારે તેના નોકર તેની આગળ ભોજનની સામગ્રી પી-

રસવા લાગ્યા અને ઇબ્રાહીમખાં આ અતિથિની સાથે આવીને ઉભા રહ્યા જ્યારે સર્વ સામગ્રી પીરસવામાં આવી ત્યારે તે વૃદ્ધ ભોજન કરવા લાગ્યો. પરંતુ ઇશ્વરને ધન્યવાદ આપતાં તેમજ ઇશ્વરનું નામ પણ લીધા સિવાય જ્યારે તેને જમતો જોયો ત્યારે ઇબ્રાહિમ અત્યંત ક્રોધથી બોલી ઉઠયો કે, "તમારૂં આ કેવું વર્તન છે? જેની કૃપાથી મને આ સુસ્વાદુ ભોજન મળ્યું છે, તમે તેનો ઉપકાર માન્યા સિવાય માત્ર કુતરાની માફક ખાવા લાગ્યા. તમારામાં કાંઇ બુદ્ધિ જણાતી નથી."

આ સાંભળી વૃદ્ધે કહ્યું કે, "હું નાસ્તિકછું."

તેનો આવો ઉત્તર સાંભળીને ઇબ્રાહીમનું સર્વાંગ ક્રોધથી બળી ઉઠયું. તેણે તરતજ તેને પોતાના ઘરમાંથી બહાર કાઢી મૂકયો તે પછી ઇબ્રાહિમના હૃદયમાં પસ્તાવો થવા માંડયો અને વિચાર ધ્વનિ આવ્યો કે, હે ઇબ્રાહિમ, મેં જેને યત્ન પૂર્વક અન્ન આપીને આટલી ઉમ્મર સુધી જીવતો રાખ્યો છે તેને તેં એક ઘડીવાર પણ ન રાખ્યો અને આટલો બધો તિરસ્કાર કર્યો, એ નાસ્તિક હતો, છતાં પણ તને દાન આપવામાં શું અડચણ હતી? આવા વિચાર ધ્વનિથી તેને ઘણોજ પસ્તાવો થયો.

ઘણાનો એવો ખ્યાલ હોય છે કે જેને દાન આપીએ તેને બે બોલ કહીએ પણ ખરા, પણ એ અયોગ્ય છે. જ્યારે દાન આપવા બેસીએ તો પછી તે વખતે શિષ્ટાચારની વાત કેમ ભૂલવી જોઇએ! દારિદ્રને ધન આપતાં અને ભૂખ્યાને અન્ન આપતાં જો તમારા હૃદયમાં કઠોરતા ઉત્પન્ન થાય અથવા દુઃખિયોનાં દુઃખ જોઇને તમે તત્કાળ તેને દયા વશ થઇને દાન આપો અને પછીથી પસ્તાવો

કરવા માંડો તો એવા દાનથી તો દાન ન કરવું એ સારૂં છે. જે દાન દયા પુર્વક નથી આપવામાં આવતું તેનાથી કાંઇ સારૂં ફળ મળતું નથી પરંતું ઉલ્ટું નીચતાજ પ્રકટ થાય છે. એથી તમે જો કોઇને કાંઇ દાન આપો, તો પ્રસન્ન મનથી આપો. દાન કરતી વખતે વિનયને પણ ભૂલવો જોઇએ નહીં.

---

## दयाथी मोटो कोइ बीजो धर्म नथी.



જેના હૃદયમાં દયા નથી, તે મનુષ્ય સમાજમાં રહેવાને પણ યોગ્ય નથી. બીજાનાં દુઃખ દૂર કરવાને માટે જેના ચિત્તની પ્રવૃત્તિ થતી નથી, બીજાના દુખનાં આંસુ જોઇને જેની આંખોમાં આંસુ ભરાઇ આવતાં નથી, બીજાની વિપત્તિ જોઇ જેનું હૃદય દુઃખથી વ્યાકુલ થતું નથી એવા કઠોર હૃદયના મનુષ્યથી, એવા સ્વાર્થ પરાયણ અને એવા સમાજના કંટક રૂપ મનુષ્યથી જેટલું દૂર રહેવાય તેટલું ઓછું છે.

કેટલાક એવા જ્ઞાન ગર્વિષ્ટ મિથ્યાભિમાની છે કે જે દેશ, કાલ અને પાત્રનો વિચાર કરીને દયા યા સજ્જનતા બતાવે છે. પાછળથી લોકોમાં તેની નિંદા થવા માંડે છે, તેના નિર્મળ ચરિત્ર અને પવિત્ર નામમાં કલંક લાગી જાય છે. અને તેના હૃદયમાં અશાંતિ છવાઇ જાય છે.

જે દેશકાલ અને પાત્રનો વિચાર કરીને દયા યા સજ્જનતાને બતાવે છે તેને એ ભયતો હોયજ છે કે પાછળથી કોઇ તેની કદાચ નિંદા કરે, તેના નિર્મળ ચરિત્ર અને પવિત્ર યશમાં કાંઈ કલંક ન લાગીજાય, તેનું ઉન્નત મસ્તક કદી નીચેની તરફ ન નમી જાય. તે જે કાંઇ કરે છે તે માત્ર જશની ખાતરજ કરે છે, જેથી જેમાં તેને જસ મળવાનો ન હોય તેવું કાર્ય તે શી રીતે કરે? કોઇ કંગાલને પોતાના હાથે એક મુઠી અનાજ આપતી વખતે એકવાર આજુ બાજુ ચકિત નેત્રે જોવા મંડે છે અને પછી તે અંતર્ધ્યાન થઇ જાય છે. ભૂખ્યાને એક મુઠી અનાજ આપવું તેને તે યશસ્કર સમજતો નહીં હોવાથી તેને કાંઇ આપ્યા વગર છાના માના બેસી રહેવામાં તે પોતાની મોટાઈ માને છે. રસ્તામાં જો કોઇ કંગાલ અને અનાથ માણસ અસહાય અવસ્થામાં ગબડી પડે તો તેને મદદ કરવાની વાત તો બાજુપર રહી પરંતુ તેની સાથે વાત કરીને, તેના દુઃખનો હાલ પૂછવામાં પણ તેમને લજ્જા આવે છે. જાણે કે એવાં નાનાં કામ કરવાથી લોકોમાં તેનું માન ઘટી જશે કે તેને લોક બેવકુફ સમજશે એવી સમજથી તે બિચારો મર્યાદાનો સાગર બનીને એવાં નિંદિત કામ કરતો નથી. એવું નથી કે એમાં સઘળા જ માણસો આવા હોય છે તેમાં પણ ઘણાના હૃદયમાં દયાનાં બીજ કે હોય છે, પરંતુ તે બીજ કોઇ અભિમાન વશ હોવાથી ઉગી નીકળતાં નથી. જે સંકટમાં પડયો હોય તેને તેથી છોડાવવો, દરિદ્રોની પર્ણકુટીમાં પ્રવેશ કરીને તરસે મરતા કોઇ માણસના સૂકાકંઠમાં ટીપું પાણી રેડી અથવા તેની સાથે સહાનુભૂતિ પ્રકટ કરીને તેનાં આંસુ જોઇ આંસૂ વરસાવવાં, જે મનુષ્યો દુર્ભિક્ષથી

પીડિત થઇને અનાથની માફક ધરતી પર પડયો હોય તેવા અચેતન અને મરણના મુખમાં પડેલા દીન મનુષ્યના મોંમાં અન્ન નાંખવું એ કદાપિ પણ નિંદિત કામ નથી. એવાં કામ કરનારાઓની નિંદા ન થતાં સર્વત્ર પ્રશંસાજ થાય છે, બલ્કે આવી દયાળુતાને લીધે લોકો તેને દયાનો અવતાર માનીને તેની પૂજા કરવાને માટે તૈયાર થાય છે. પરંતું દુર્ભાગ્ય, અભિમાન અને લોક લજ્જાનો ભય લોકોને એવાં કામ કરવાને માટે રોકી રાખે છે. તેને કુસંસ્કારો સિવાય બીજું શું કહી શકાય ? જેમ કોઇ મનુષ્ય વિષેશ ઉપકાર કરીને કોઇ નિરાધાર મનુષ્યના નિરાશાવાળા હૃદયને પ્રસન્ન કરે છે તેવીજ રીતે તેણે સત્કર્મના માર્ગમાં સામાજીક હાનિ કરનાર કુસંસ્કારો રૂપી કાંટાઓનો સમાવેશ થવા ન દેવો જોઇએ. ધારો કે આપણે કોઇ કારણથી દયાને અધીન થઇને એક સારૂં કામ કરવાને માટે તૈયાર થયા, પરંતું લોક લજ્જા યા સમાજની નિંદાના ભયથી તે કરતાં આપણે આચકો ખાધો, અને હૃદયની વાત હૃદયમાંજ વિલીન થઇ ગઇ. આ પ્રકારે નિર્દિષ્ટ અને અશિષ્ટ વર્તનની વાતનો વિચાર કરીને આપણે મનમાં ને મનમાં આપણને વારંવાર ધિક્કારીએ છીએ એ ખરૂં, પરંતું શિષ્ટતાનું કામ આવી પડતાં આપણે તેને પુરૂં કરી શકતા નથી. આ વખતે પશ્ચાતાપની વાત બિલકુલ ભુલી જવાય છે.

# નોકરોની સાથે કેવું વર્ત્તન રાખવું જોઇએ.



ઘણા લોકો એમ માને છે કે નોકરોની સાથે શિષ્ટાચાર યા દયાવાળું વર્તન કરવાથી તે સ્વચ્છાચારી અને બેઅદબ થઇ જાય છે. જેને પગાર આપીને આપણે આપણા આરામને માટે રાખ્યા હોય છે તેમની સાથે શિષ્ટાચારનું વર્ત્તન કેવું ? તેમની ચાલ ચલકત સારી ન હોય યા તે પોતાનું કામ સારી રીતે ન કરતા હોય તો, તેમને જરૂર શીક્ષા કરવીજ જોઇએ. ઘણા લોકો નોકરોની સાથે એવુંજ વર્તન કરે છે. સત્પાત્ર નોકરોની સાથે પણ તેવુંજ વર્તન રાખે છે. તે નોકરોની તરફ જ્યારે જુવે છે ત્યારે તેને કડવી દૃષ્ટિથી જુવે છે. નોકરોના પ્રતિ જોતી વખતે તેનું મુખ હંમેશાં ચઢેલુંજ રહે છે. નોકરોની સાથે મધુર વચન બોલવા એને તો જાણે હલકાઇ સમજે છે. નોકરોના ઉપર દયા બતાવવી એતો જાણે તેમને મહાપાપ રૂપ લાગે છે. તે ત્યાં સુધી કે તે પોતાનો રોફ પાડવાને માટે નિરપરાધી નોકરોને કઠોર વચન કહેવા યા તેમને મારવા એ પણ એ લોકો પરમ પુરૂષાર્થ સમજે છે. શું નોકરોની સાથે એવું નિર્દય અને કઠોર વર્તન કરવાથી તેમનું મહત્વ વધે છે ? કદી નહીં. તેમ કરવાથી તેનું પરિણામ ઉલ્ટુંજ આવે છે. એવા દયાહીન શેઠને માટે નોકરોની ભક્તિ, શ્રદ્ધા અને મમતાનો નાસ થતો જાય છે. અને તે અપમાનિત થવાથી પોતાના અપમાનનો બદલો લેવાને માટે શેઠની વિરૂદ્ધ અનેક પ્રકારનાં કાવત્રાં રચે છે.

અંગરેજોમાં સ્વજાતિ વત્સલતા એટલે સુધી પ્રબળ છે કે પરસ્પર એક બીજાના ઉપર અનુરાગી અને સહાનુભૂતિ પ્રકટ કરેછે. પોતાની જાતનાને તે કદી નિંદ માનતા નથી. ભારેમાં ભારે અપરાધ કરવા છતાં પણ તેઓ પોતાના જાતીભાઇને કડોર શિક્ષાકરવાનું ઉચિત ગણુતા નથી. પરંતુ આપણા દેશમાં આપણે વિજાતીય હોઇએ કે, સજાતીય, તોપણ નોકર ચાકરોનો તિરસ્કાર કરવામાં આવે છે, અને કદી કદી તો માર મારીને પણ તેમની ખબર લેવામાં આવે છે. શેઠના આવા અસભ્ય વર્તનથીજ નોકરોનો સ્વભાવ ક્રમે ક્રમે બગડી જાય છે. અને તે પણ પોતાનાં માલેકની સાથે છાના માના અસભ્યતાથી કામ કરવા મંડે છે.

સ્વર્ગીય ભૂદેવ મુખોપાધ્યાય મહાશયની સાથે કેટલાક કુલીન માણુસોનો ધાઢો સંબંધ હતો; તે લોકોને મોંઢે કહ્યા કરતા હતા કે તેમના નોકરો કદી ચોરી કરતા નહોતા. રૂપિયા પૈસા યા ઘરેણાં જ્યારે કંઇ પડેલાં જણાતાં ત્યારે તે લઇને તેઓ તુરત પોતાના શેઠને આપતા. એક વખત તેમની પત્નિ તેમને કેહેતી હતી કે, મારા માનવા પ્રમાણે તો નોકર લોકો બાળકો કરતાં પણ વધુ દયા પાત્ર છે. બાળકો તો હંમેશાં આપણી પાસે રહે છે, ને જ્યારે જે જોઇએ તે તેમને મળે છે. આપણે તેમને સુખી રાખવાને યત્ન કરીએ છીએ. તેમને જ્યારે રોગ થાયછે, ત્યારે આપણે તેમની પાસેથી ઉઠવા પણ ઇચ્છતા નથી, નોકરો બિચારા માંદા પડતાં કષ્ટને લીધે અધિરા થઇને ઓ બાપ ઓ બાપ કહી જ્યારે બુમો પાડે છે. ત્યારે તેમનું રક્ષણુ કરવાને તેમનાં માબાપ થોડાંજ તેમની પાસે આવે છે ? આ વખતે તેની સાથે આપણે માબાપ જેવું વ-

ર્તન રાખવું જોઇએ. નોકરો ઉપર પૂર્ણ વિશ્વાસ થતાં તમે બહુજ ખુશ થાવ, તો પછી તેને તમે ત્રીજોરીની ચાવી સોંપો છો, પરંતુ તે તમારી દયાને ભરોંસે પોતાનો પ્રાણ પણ તમને સોંપી દેછે.

મુખોપાધ્યાય મહાશયના ઘરમાં નોકરોનું કામ વહેંચી નાંખેલું હતું. સર્વ પોત પોતાને સોંપેલું કામ ઘણીજ કાળજીથી કરતા હતા તેમાંથી જ્યારે કોઇ માંદુ પડતું, અથવા તો રજા લઇને ઘેર જતું તો તેનું કામ બીજા નોકરો ખુશીથી પોત પોતામાં વહેંચી લેઇને કરતા હતા. એથી ખાસ તેને બદલે બીજો નોકર રાખવો પડતો નહોતો, રજાનો પગાર કાપવામાં આવતો નહોતો. નોકરો માંદા પડતાં દવા અને પરેજી વિગેરેને માટે શેઠની તરફથી ખર્ચ કરવામાં આવતું હતું. પોતાના નોકરોને તે કદી ધર્માદા દવાખાનામાં જવા દેતા નહીં. તેમને ત્યાં એકપણ નોકર, ચોર, મિથ્યાવાદી કે જુઠો નહોતો. પોતાના શેઠની સાથે નોકરો હંમેશાં નિશ્ચલ વર્તન રાખતા હતા. જેમની અવસ્થા એવી ન હોય કે જે બીજાના ઉપર વિશેષ ઉપકાર કરી શકે, તેમણે એટલું તો જરૂર જાણવુંજ જોઇએ કે એકાદ બે મીઠા વચનથી બીજાઓને સંતોષવા જોઇએ " **वचने कीं दारिद्रता।** "

ક્ષમા અને દયા વાળા વર્તનથીજ લોકો શત્રુને પણ પોતાને વશ કરી શકે છે.

ચીનમાં એક વખત રાજધાનીથી કેટલેક દૂર એક દેશમાં પ્રજાએ હુલ્લડ કર્યું. જેથી ચીનનો બાદશાહ કેટલાક મંત્રિયો સાથે તે હુલ્લડ કરનારાઓને પકડવા માટે ગયો. ત્યાં બાદશાહને જાતે આવેલા જોઇ હુલ્લડખોરોએ તુરત જ પોતાનો ગુન્હો કબુલ કર્યો.

તે હુલ્લડ ખોરોની વાત સાંભળીને બાદશાહ તે હુલ્લડ ખોરોનો નાશ કરવાનો નિશ્ચય કરીને નીકળ્યો હતો. એથી સર્વ મંત્રીઓએ જાણ્યું કે આ વખતે બાદશાહ જરૂર તેમને ભારે શિક્ષા કરશે. પરંતુ બાદશાહે આ લોકોનો અપરાધ એકદમ ક્ષમા કર્યો અને તેમની સાથે સભ્યતાથી વર્ત્યા. તેમનું આ પ્રમાણે દયાજનક વર્તન જોઇને મંત્રીઓ તો ઘણાજ વિચારમાં પડી ગયા. અને જેથી મુખ્ય પ્રધાને રાજાને તેમની પ્રતિજ્ઞાની વાત યાદ કરાવીને કહ્યું કે, " શું આપ હુલ્લડખોરોનો વિનાશ નહીં કરો ? આવતી વખતે તો આપે પ્રતિજ્ઞા લીધી હતી ? શું આ વખતે આપ તેમના ઉપર દયા કરો છો, તેથી આપની પ્રતિજ્ઞાનું પાલન થશે ? રાજાએ પ્રસન્નતા પૂર્વક કહ્યું, મારૂ કહેલું સત્ય હતું મેં શત્રુનો નાશ કરવાનો નિશ્ચય કર્યો હતો, જુવો અહિં મારો એક પણ શત્રુ નથી, હવે તો સર્વ મારા મિત્રો થયા છે. " મતલબકે જે કામ અસ્ત્ર-શસ્ત્રોથી સિદ્ધ થતું નથી તે કામ માત્ર કોમળ વર્તનથી જલ્દી સિદ્ધ થઇ જાય છે.

તમારો કોઇ પડોશી ભલેને દુર્જન હોય તોપણ તેની સાથે તમારે સર્વદા દયાવાળું વર્તન રાખવું જોઇએ, તેના સર્વ અપકારોને ભૂલી જઇને તેના દુઃખના દિવસોમાં તો તેને મદદ કરવી જોઇએ. તે ભલેને તમારી સાથે શત્રુતા કરે તો પણ તમારે તેની સાથે તો હંમેશાં મિત્રના જેવું વર્તન કરવું જોઇએ કેટલાક દિવસોમાં તો તે પોતેજ લજ્જિત થઇને પોતાનો સ્વભાવ બદલીને તમારી સાથે સાચી મિત્રતા કરવા લાગશે. ધીરે ધીરે તેનું કઠોર હૃદય કોમળતાને ધારણ કરશે. દિવસે દિવસે તેનો ઉદ્ધત ભાવ મટતો જશે અને તેની કઠોર વાણી ક્રમે ક્રમે મધુર વચનોમાં બદલાઇ

જશે. ખરાબ વર્તનથી જેમ આપણા માણસો પારકા થઇ જાય છે તેવીજ રીતે ગુણવાળા વર્તનથી કટ્ટા શત્રુ પણ મિત્ર બની જાય છે.

તમે શું વૈષ્ણવોના શિરોમણિ મહાત્મા નિત્યાનંદ દેવની અસાધારણ ક્ષમા, ઉદારતા, મીઠીવાણી, અને દેવદુર્લભ પ્રેમની વાત નથી સાંભળી ! બંગાળાના પ્રખ્યાત લુંટારા જગો અને માધવ નામના બે ભાઇઓએ નિત્યાનંદના પ્રેમ ગુણથી મુગ્ધ થઇને એક ઘડી વારમાંજ પોતાના દુષ્ટ સ્વભાવને બદલી નાંખ્યો હતો. આ દુષ્ટ લુંટારાઓએ ઘણીજ નિર્દયતાની સાથે તેમના ઉપર અસ્ત્રપ્રહાર કરીને તેમને લોહી લ્હુવાણ કરી મૂકયા હતા. પરંતું ક્ષમાસાગર પ્રેમિક નિત્યાનંદે જયારે પ્રસન્ન મનથી તેમને આદર પૂર્વક છાતી સરસા ચાંપ્યા, ત્યારે તેમની કોમળ વર્તણુંકથી એ લુંટારાઓનાં વજ્ર જેવાં કઠોર હૃદય પણ પાણી પાણી થઇ ગયાં. જુવો મહાત્માના ક્ષણિક સંગથી તે અશાંત, દુઃશીલ, અસાધુ અને મનુષ્યોના પરમ શત્રુ લુંટારાઓ પણ કેવા ધીર, શીલ, સજ્જન અને સંસારના બંધુ બની ગયા.



# स्वामित्व ।



એક જંગલમાં એક પારધિએ પક્ષિયોને પકડવા માટે ચોખા વેરીને તે પર જાળ પાથરી મૂકી હતી. ચોખા ખાવાને માટે કેટલાંક કબુતરો તે જાળમાં આવીને બેસવાથી તેમાં ફસાઇ પડયાં. જ્યારે તેમાંથી નીકળવાનો કોઈ ઉપાય ન જોયો ત્યારે તે સર્વે કબુતરો આખી જાળને લઇને ઉડયાં. આ કબૂતરોમાં મૂખ્ય ચિત્રગ્રીવ નામનું એક કબૂતર હતું. પોતાના તાબાનાં કબૂતરોને આ વિપત્તિમાંથી છોડાવવાને માટે પોતાના મિત્ર એક હિરણ્યક નામના ઉંદરની પાસે ગયો. બંને મિત્રામાં પરસ્પર પ્રિય વાતચિત થયા પછી તે ઉંદર ચિત્રગ્રીવની આગળ આવ્યો, અને થોડાકવાર વિસ્મિત થઇને કાંઇ બોલ્યો નહિં. પછી તેણે પુછયું, “ મિત્ર આ શું ? ”

ચિત્રગ્રીવ કબૂતરે કહ્યું, “ આ અમારૂ વગર વિચારે કામ કરવાનું ફળ છે. ” આ સાંભળી હિરણ્યક ચિત્રગ્રીવનું બંધન કાપવાને માટે તૈયાર થયો. ત્યારે ચિત્રગ્રીવે કહ્યું, “ મિત્ર એમ ન કરો, પ્રથમ આ મારા આશ્રિતોનાં બંધનને કાપી નાંખી અને તેમના પ્રાણને બચાવો, પછી મારૂં બંધન કાપો. ”

હિરણ્યકે કહ્યું, “ મારા દાંત હાલી ગયા છે, મારામાં એટલી શક્તિ નથી કે હું સર્વેનું બંધન કાપી શકુ, એથી હું પ્રથમ તમારૂં બંધન કાપીને યથાસાધ્ય બીજાઓનાં પણ કાપી નાંખીશ આ સર્વનાં બંધન કાપતાં કાપતાં તો મારા દાંત બિલકુલ તુટી જશે ત્યારે પાછું તમારૂં બંધન હું શી રીતે કાપીશ. ”

ચિત્રગ્રીવે કહ્યું—"મિત્ર એ વાત સાચી છે, પરંતુ પ્રથમ જ્યાં સુધી તમારાથી બને ત્યાં સુધી તેમનાંજ બંધન કાપો, હું કોઈપણ રીતે મારા આશ્રિતોના દુઃખને દેખી શકતો નથી. આ કબુતરો કાંઈપણ લાલચ વિના મારાં આશ્રિત બન્યાં છે એથી મારો જીવ આપીને પણ તેમનું રક્ષણ કરવું એ મારો ધર્મ છે."

આ સાંભળી હિરણ્યક આનંદથી હરખાઇને બોલ્યો, "મિત્ર તને ધન્ય છે. આશ્રિતો ઉપર જેવો તમારો વાત્સલ્ય પ્રેમ છે, તે ગુણથી તો તમે ત્રિભૂવનનું સામ્રાજ્ય મેળવવાને લાયક છો." આમ કહીને પછી તેણે તમામ કબુતરોની જાળને કાપી નાંખીને તેમને બંધનમાંથી મુક્ત કર્યાં.

નોકરોની સાથે શેઠે જેવું સભ્યતાવાળું વર્તન કરવું યોગ્ય છે. તેવુંજ આશ્રયદાતાએ પોતાના આશ્રિતોની સાથે વર્તવું જોઇએ એમ સમજવું કે એ આપણા આશ્રિત છે. તેમની સાથે આપણે જેવું ઇચ્છીશું તેવું વર્તન કરીશું, તોપણ યથેચ્છ આચરણ કરવું એ ઘણુંજ અયોગ્ય છે. જે તમારૂં મુખ જોઇને ધૈર્ય ધારણ કરીને રહે છે, તે તમારા હિતને માટે પ્રાણ પણ આપી શકે છે, જેને આશ્રય આપવાથી જ તમારી મોટાઇ સાર્થક થઇ છે, તે આશ્રિતોનું રક્ષણ કરવું એ તમારો પરમ ધર્મ છે. આશ્રિતજનોનું રક્ષણ કરવું એ જેવું જરૂરનું છે તેવીજ રીતે તેમના દોષોને સુધારવા એ પણ તમારૂં કામ છે. આશ્રિત કોઇ અપરાધ કરે તો તેને શિક્ષા કરવી એ અનુચિત નથી તોપણ વિનાપ્રયોજને તેમને સતાવવા એ મહાપાપ છે. આજકાલ આત્માભિમાન અને સ્વાર્થપરતાનું પ્રમાણ એટલું બધું વધી પડયું છે કે વાત વાતમાં આશ્રિતોને સતાવવામાં આવે

છે. અપરાધ કોઈ કરે છે અને શિક્ષા આશ્રિતને થાય છે. જે પ્રભુ શક્તિ સંપન્ન અને ઉદાર નેતા છે, તે પોતાના આશ્રિતોને ગમે તેવી સ્થિતિમાં પણ સંકટમાંથી બચાવવાને માટે પોતાનો જીવ સુદ્ધાં પણ આપવાને માટે અચકાતા નથી જે નીતિ અને ધર્મબળથી રાજા પ્રજાનું પાલન કરીને રાજ્યશાસન ચલાવે છે, સેનાપતિ સૈન્યના રક્ષણને માટે તત્પર રહે છે, ગૃહપતિ કુટુંબનું પાલણ પોષણ કરે છે. મા પોતાનાં બાળકોને ઉછેરે છે, અને ગૃહિણી પોતાની વહુ દીકરીઓનું રક્ષણ કરે છે તેવી એક નીતિ અને ધર્મના નિયમ ઉપર સર્વ જાતિયોમાં અને સર્વ સંપ્રદાયોમાં નાના મોટા સર્વ પ્રકારના મનુષ્યોમાં આશ્રિત જનોનું પણ પાલન થાય છે. આશ્રિતોનું પાલન તો પશું પક્ષિયોમાં પણ જણાય છે. જ્યારે તે ટોળું વળીને જંગલમાં જાય છે ત્યારે તેમાં જે મુખ્ય જણાતું હોય છે તે સર્વની આગળ ચાલે છે, તેનું ધ્યાન હંમેશાં પોતાના અનુયાયિઓની ઉપર રહે છે વિપત્તિ આવતાં તે પોતાના આશ્રિતો યા અનુયાયિયોને મૂકીને નાસતું નથી. ઉલટું તે વખતે તેનું તેજ,સાહસ,વિપત્તિથી ઉદ્ધરવાનુ કૌશલ્ય અને પોતાના ટોળામાં કોઇ ને નુકશાન ન થાય તે માટે તેમના તરફ નજર રાખીને ચિત્તને ચકોર કરી દે છે.

ન્યાયપૂર્વક પ્રભૂત્વ કરવું એ પ્રભુનો ધર્મ છે. મનુષ્ય માત્ર ઉપર અંતઃકરણ પૂર્વક પ્રેમ રાખતાં શીખો. જે સર્વ મનુષ્યોના ઉપર પ્રેમ રાખે છે તે ઈશ્વરને પણ વહાલો લાગે છે.

---



# ચતુર્થ પરિચ્છેદ.

---

रोगशोकपरीताप बन्धन व्यसनानिच ॥
आत्मापराध वृक्षाणां फलान्यतानि देहिनाम् ॥ १ ॥

રોગ, શોક, સંતાપ, બંધન અને દુઃખ એ સર્વ મનુષ્યોના પોતાના અપરાધ રૂપી વૃક્ષનું ફળ છે. ૧

स्वयं न स्वादन्ति फलानि वृक्षाः
पिबन्ति नाम्भः स्वयमेव नद्यः ।
धाराधरो वर्षति नात्महेतोः
परोपकाराय सतां विभूतिः ॥ २ ॥

વૃક્ષોનાં ફળ, નદિયોનાં જળ, મેઘની વૃષ્ટિ, જેમ એ સર્વ સ્વાર્થ સુખને માટે નથી હોતાં તેમજ સજ્જનોના ધનનો ઉપયોગ પોતાના સુખ ભોગને માટે નહીં, પરંતુ બીજાને ઉપકાર કરવાને માટેજ હોય છે. ૨

दानाय लक्ष्मीः सुकृताय विद्या
चिन्ता परब्रह्मविनिश्चयाय ।

परोपकाराय वचांसि यस्य
वन्द्यस्त्रिलोकीतिलकः स एकः ॥ ३ ॥

જે ધનનો દાન નિમિત્તે, વિદ્યાનો ધર્મ નિમિત્તે, ચિંતાનો બ્રહ્મ વિચાર નિમિત્તે અને વાણીનો બીજાના ઉપર ઉપકાર નિમિત્તે સમજીને ઉપયોગ કરે છે તે સંસારમાં કોને પૂજવા યોગ્ય નથી થતા ? ૩

वित्तत्यागः क्षमाशक्तौ दुःखे दैन्यविहीनता ।
निर्दम्भता सदाचारे स्वभावोऽयं महात्मनाम् ॥ ४ ॥

ધન હોય તો દાન, શક્તિ હોય તો ક્ષમા, વિપદમાં ધૈર્ય અને સદાચારમાં નિરભિમાનિતા તેજ બતાવી શકે છે કે જે મહાત્મા હોય છે. ૪

सत्पूरुषः खलु हिताचरणैरमन्द-
मानन्दयत्यखिललोकमनुक्त एव ।
आराधितः कथय केन करैरुदारै-
रिन्दुर्विकासयति कैरविणी कुलानि ॥ ५ ॥

જે સજ્જન છે તે વગર કહેજ પોતાના ઉદાર ચરિત્રથી સર્વને આનંદ આપે છે દ્વિજરાજ ( ચંદ્રમા ) ને કોણે કદી પ્રાર્થના કરી હતી કે પોતાનાં અમૃતમય કિરણોથી આ તપતપી કુમુદિનીના હૃદયના પરિતાપને હરણ કરીને તેને પ્રફુલ્લિત કરે છે. ૫

# भद्र मनुष्य.



સાંસારિક મનુષ્યોને અનેક પ્રકારના સામાજીક અને રાજકીય નિયમો પાલન કરવાના હોય છે. જુદી જુદી પ્રકૃતિના મનુષ્યોની સાથે આચાર વ્યવહાર કરવા પડે છે. સંસારમાં રહીને કોઇ કદી દરેક કામ મધુર વચનોથી યા વિનયથી કરી લેવાનું ઇચ્છે તો તે બની શકતું નથી. મનુષ્ય એક દમ ક્રોધ વગરનો શાંત, વિનયી, અને કોમળ હૃદય બનીને રહે એ બની શકતું નથી. અને એવા બનીને હંમેશાં રહેવાને જ કોઇ પોતાને સચ્ચરિત્ર, સભ્ય યા કર્તવ્ય પરાયણ માની લે, એ પણ બનતું નથી. સમયને અનુસાર કોમળતા યા કઠોરતાનો ઉપયોગ કરવો એ કેટલીક રીતે યોગ્ય છે. ધારો કે તમે કંઇ જતા હો અને ત્યાં એક બળવાન પુરૂષની દ્વારા એક દુર્બળ મનુષ્યને સતાવવામાં આવે છે, અથવા કોઇ નિરાધાર અબળા લુંટારાઓના પંઝામાં સપડાઇ જવાથી અર્ધી રાત્રે રડતી અને બુમો પાડતી હોય, એવા વખતે જો તમે ક્ષમાશીલ થઇને તે બળવાનને અયોગ્ય વર્તણુંક માટે કાંઇ ન કહો અથવા તે અનાથ અબળાને સંકટમાં ફસાયલી જોઇને તેની કરણાજનક પ્રાર્થનાપર ધ્યાન ન આપીને પોતાની શાંત શીલતા પ્રકટ કરો તો જાણજો કે તમે જરૂર કાયર છો. તમારી તે ક્ષમા શીલતા અને શાંત સ્વભાવજ તમારા ચરિત્રને કલંકિત કરનાર છે. પરંતુ જો આ હૃદયદ્રાવક અનિતિને જોઇને તમારૂં

લોહી ગરમ થઈ જાય, ક્ષમાની જગ્યાએ ક્રોધ ઉત્પન્ન થાય અને શાંત રહેવા કરતાં તે નિરાધાર માણસોને મદદ કરવાને માટે પ્રયત્ન કરવા પ્રવૃત થાવ તો તમે જરૂર સત્પુરૂષ જ કહેવાવાના.

ક્રોધ, ક્ષમા, દયા, શાસન, વિનય, વિગેરે સર્વ, વખતને અનુસાર ધારણ કરવા જેવાં છે. જે લોક સમાજમાં ભદ્ર મનુષ્યમાં ગણાય છે તેણે તો આ સર્વ ગુણોને યોગ્ય વખતે આચારમાં ઉતારવાની જરૂર છે.

યુરોપમાં પ્રથમ ' નાઇટ ' નામનો એક સંપ્રદાય હતો, તેમનું મુખ્ય કાર્ય દુષ્ટોને શિક્ષા કરવી એજ હતું. તે લોકો હથિયાર સજીને ઘોડાપર સ્વારી કરીને વિપદમાં પડેલાં માણસોને બચાવવાને માટે આમ તેમ ફર્યાં કરતા હતા. નાઇટ સંમ્પ્રદાયના સર્વ લોક વિદ્વાનો, ઉચ્ચ વંશમાં જન્મેલા અને રણક્ષેત્રમાં એકથી એક ચઢે તેવા હતા. તેઓ સ્ત્રીયોને દેવતુલ્ય માનતા હતા. તેમની શૂરવીરતા અને સાધુતાનાં કેટલાંક દષ્ટાંત યુરોપના ઇતિહાસમાં મળી આવે છે. નાઇટ લોક માત્ર પોતાના બાહુબળથીજ પ્રખ્યાત થયા હતા એમ નહીં, પરંતુ તે લોક રાજભક્તિ, સાહસ, બળ, યુદ્ધકુશળતા, બાળક અને સ્ત્રિયોના પ્રતિ સ્નેહ અને શ્રદ્ધા, દુઃખીયોનો પક્ષ લેવો, ખરાબ વર્તન કરનારાઓની સાથે લડવું, અને જીતેલા શત્રુઓ ઉપર દયા, બંધુ વર્ગ ઉપર વિશ્વાસ, સત્ય બોલવું, અને ચરિત્રની નિર્મળતા વિગેરે અનેક સદ્‌ગુણોના અધિકારી થઇને પ્રસિદ્ધ થયા હતા. તે લોક ' નાઇટ ' અર્થાત્ શૂર કહેવાઇને દેશ માન્ય થઇ રહ્યા હતા. હાલ । તેવા બહુ ગુણાન્વિત પુરૂષોનો કોઈ વિશેષ સંપ્રદાય ન રહેવા છતાં પણ કેટલાક પરોપકારી કર્તવ્ય

પરાયણ મનુષ્યોને સન્માન સૂચક ‘ નાઇટ ’ ઉપાધિથી વિભૂષિત કરવામાં આવે છે. આજકાલ સરકારની સુવિચાર પદ્ધતિ અને સુશાસન પ્રણાલીને લીધે દુષ્ટોને દબાવવાને માટે શૂર સમ્પ્રદાયની જરૂર ન રહેવાથી તે સંમ્પ્રદાય ઉઠી ગયો છે. પરંતુ જે સંભ્રાન્ત છે, જે સમાજના સુધારક છે, તેમણે આ સમ્પ્રદાયવાળાના ગુણોને જરૂર પ્રાપ્ત કરી લેવા જોઇએ. જે લોક કર્તવ્ય પરાયણ છે, સાહસી છે, દુઃખિયોને મદદ કરનારા છે. ભ્રાતૃવત્સલ છે, ક્ષમાશીલ છે, સચ્ચરિત છે અને સત્યવાદી છે તેજ ખરી રીતે સમ્ભ્રાન્ત વા ભદ્ર કહેવાને યોગ્ય છે. સમ્ભ્રાન્ત થવાને માટે સારાં કપડાં યા વિલાસની વસ્તુઓ એટલુંજ જરૂરનું નથી. ઝગઝગાટ પોશાક યા બહારના ઠાઠમાઠથી સુંદર સ્વભાવવાળા કહી શકાતા નથી. ભદ્ર મનુષ્ય કહેવાથી એટલું તો જરૂર સમજવું જ જોઇએ કે તે શાંત, વિનયી, સજ્જન અને ઉદાર છે. આ સિદ્ધાંતથી કોણ ભદ્ર છે યા કોણ અભદ્ર છે તેનો નિર્ણય સહેજમાં થઇ શકે છે. મનુષ્યોના સ્વભાવનો પરિચય તેના બોલવા ઉપરથી તેમજ તેની વર્તણુંકથી થઇ શકે છે. કેવળ બાહ્યાડંબર જોઇને કોઇપણ માણસ કોઇના સ્વભાવને જલ્દી ઓળખી શકતું નથી. ભદ્ર પુરૂષોને માટે સ્વાર્થ કરતાં તિરસ્કાર કરવા જેવો બીજો કોઇ અપરાધ નથી. સજ્જનતા યા સભ્યતાનું જ નામ ભદ્રતા છે. સજ્જન, સભ્ય, સાધુ, એ સર્વ ભદ્રનાજ પર્યાય વાચક શબ્દ છે. તેમાંના કોઇપણ એક શબ્દન અધિકારી થવાથીજ શિષ્ટ વાચક શબ્દો ઉપર તેનો અધિકાર પહોંચી જાય છે. અસભ્યતાનાં જેટલાં કામ છે તેમાં સર્વથી નિંદવા યોગ્ય સ્વાર્થપરતા છે. સભ્યતા અને સ્વાર્થપરતા એ બેમાં પરસ્પર વિરોધજ છે.

નિઃસ્વાર્થપરતાના કામોમાં પણ લોક પોતાના હિતની વાતનો વિચાર કરે છે. તે એમ કેમ વિચાર કરતા નથી કે આપણે બીજાને માટે જે કર્તવ્ય સમજીએ છીએ તેને આપણે માટે પણ તેવુંજ સમજવું જોઇએ. જે કામોને આપણે, પોતાને માટે સુખ આપનારાં ન માનીયે તેવાં કાર્યોને બીજાઓને માટે પણ સુખદ નજ માનવાં. જ્યાં સુધી બીજાના ઉપર ઉપકાર કરો તે આપણા ઉપરજ ઉપકાર કરવા તુલ્ય ન માનો, બીજાનાં દુઃખ તે પોતાનાં દુઃખ નહીં માનો, ત્યાં સુધી નિઃસ્વાર્થ પરતાનું ઉચ્ચ પદ પ્રાપ્ત કરી શકશોજ નહીં. આપણે આપણા શરીર અને મનનું રક્ષણ ઘણીજ સાવધાનીથી કરવું જોઇએ. એ બંનેના રક્ષણની સાથે સાથે સત્કર્મનું સાધન કરવું એ આપણે માટે મુખ્ય કર્તવ્ય છે. મહા પુરૂષો જે સર્વ કાર્યો કરવાને માટે ઉપદેશ આપે છે, તે કાર્યો શરીર સ્વસ્થ રહેવાથીજ સર્વ કોઇ કરી શકે છે.. શરીરની અસ્વસ્થતામાં બરોબર કાર્ય થઇ શકતું નથી. તેથી શરીરનું આરોગ્ય પણ સાચવવું જોઇએ ગમે તેવો મહા વિદ્વાન હોય તોપણ અનિતિને ટાળવાને માટે શરીર સામર્થ્ય વિના માત્ર ઉપદેશ આપનાર સુંદર શ્લોકોને મોઢે બોલ્યા કરે, તો તેથી સામાજીક કર્તવ્યનું રક્ષણ થઇ શકતું નથી. જેથી અત્યાચારને મટાડવાને માટે શરીરના સ્વાસ્થ્યની જરૂર છે. દુર્બળ મનુષ્ય ઘણે ભાગે સ્વભાવનો ચીડીયો અને કઠોર વાણી બોલનાર હોય છે. તેનું લક્ષ સારાં કામોમાં દોરવાતું નથી. તેવીજ રીતે મનુષ્યે પોતાના આત્મરક્ષણને માટે પણ વિશેષ ધ્યાન આપવું જોઇએ. બીજાઓના ઉપર ઉપકાર કરવા અને પોતાનું રક્ષણ કરવા એ બંને કામને માટે શરીરના બળની ઘણીજ જરૂર પડે છે. જીવન અલ્પાયુ

છે, અથવા આ શરીર અનિત્ય છે તેમાં સંદેહ નથી; પરંતુ એટલોજ વિચાર કરીને બેસી રહેતાં જો શરીરનું રક્ષણ કરવામાં ન આવે તો આ શરીરથી બીજાના ઉપર કેવી રીતે ઉપકાર થઇ શકવાનો ? પરોપકાર કરવાને માટે, કૃતજ્ઞતા અને બહુદર્શિતા પ્રાપ્ત કરવાને માટે તથા પ્રકૃતિ દેવીની આજ્ઞાનુસાર ચાલવાથી આપણા શરીરનું રક્ષણ કરવું એ આવશ્યક છે. જન્મ ધારણ કરીને અને સાંસારિક વ્યાપારોને જોઇને તમે બહુદર્શિતા પ્રાપ્ત ન કરી શકો, અને લોકોના ઉપર થોડો પણ ઉપકાર ન કરી શકો તો પછી જીવન ધારણ કરવાનું શું પ્રયોજન ? મનુષ્ય જન્મ લેવાનું શું ફળ ?

શ્રી રામચંદ્રજીએ રાવણુની સાથે યુદ્ધમાં જ્યારે વિજય મેળવ્યો ત્યારે રાવણુની મા નિકષાને નાસતી જોઇને શ્રી રામચંદ્રજીએ કહ્યું કે, “ અરે ડોસી, તને આટલો પુત્ર શોક છે, તારા પૌત્ર, પ્રપૌત્રાદિકોનાં મૃત્યુ જોવા છતાં પણ તને હજુ જીવવાનો મોહ છે ? આ સાંભળી નિકષાએ કહ્યું, “ માહારાજ, હું પ્રાણુના મોહથી આત્મરક્ષણ કરી શકતી નથી, તમારી આ અમાનુષી લીલા જોવાની લાલસા છે. જો જીવતી રહું તો જોઇ શકું ને. ”

શરીર રક્ષણુની તરફ વિશેષ ધ્યાન આપીને માનસિક ઉન્નતિની તરફ ધ્યાન ન આપવું એ પણ બરોબર નથી. સ્વાસ્થ્ય રક્ષણ જોકે જરૂરનું છે, તેમાં તો કાંઇ શંકાજ નથી, પરંતુ સ્વાસ્થ રક્ષણ કરતાં પણ ચરિત્ર રક્ષણ કરવું એ વધુ અગત્યનું છે. અને માનસિકબળ મેળવ્યા વિના ચરિત્રનું રક્ષણ થઇ શકતું નથી. જેથી શારીરિક બળની સાથે સાથે માનસિક બળ પણ પ્રાપ્ત કરવું જોઇએ. સંસારમાં આવક ખર્ચના હિસાબ ઉપર સૂક્ષ્મ દૃષ્ટિ રાખનારા લોક બહુ છે,

પણ આરોગ્ય સંરક્ષણ તરફ ધ્યાન આપનારા લોકોની સંખ્યા ઘણીજ થોડી છે. પ્રથમ પંક્તિના મનુષ્યો ( દેહાભિમાની ) ઘણાજ સ્વાર્થી હોય છે, તે પોતાના નફા નુકશાનની ચિંતામાંજ જીવનને વિતાવે છે. તેમનું હૃદય એટલું બધું સંકોચાયલું હોય છે કે, સામાન્ય વાતોમાં પણ સુખ દુઃખ મેળવ્યા વિના રહેતા નથી. થોડાજ વખતમાં તેમને આકાશ પાતાળનો અનુભવ થવા માંડે છે, વાત વાતમાં તેમને વિપત્તિ આવવાની શંકા થાય છે. બીજી પંક્તિના મનુષ્યો સ્વસ્થતાપૂર્વક રહેવામાં સુખ અને કોઇ પણ પ્રકારની ગરબડ થતાં દુઃખનો અનુભવ કરે છે. તેમના મનમાં રાત દિવસ એજ ચિંતા થયાં કરે છે કે, મારે નીરોગી શી રીતે થવું, મારા શરીરની કાંતિ અને તેજની વૃદ્ધિ શી રીતે થાય, મારો જઠરાગ્નિ તીવ્ર શી રીતે થાય, અને કેવી રીતે મારામાં બળ આવે. જેમ જેમ તેમની ઉમર વધતી જાય છે તેમ તેમ તેમની ચિંતા પણ વધતી જાય છે. કદાચ કોઇ રોગ તો નહીં થાય, તેનો તેમને હંમેશાં ભય રહે છે. આવા મનુષ્યો બીજાઓના સુખ દુઃખના ઉપર ધ્યાન ન આપતાં પોતાના શરીરને પુષ્ટ રાખવું અને આરામથી રહેવું તેનેજ કર્ત્તવ્યની પૂર્ણતા સમજે છે. તેમની ધારણા એવી હોય છે કે ઇશ્વરે સાંસારિક સુખો ભોગવવાને માટેજ તેમને મનુષ્ય જન્મ આપ્યો છે. તેથી તે રાત દિવસ સુખને માટે તલપ્યાં કરે છે. તેવા સર્વ સંસારના અનિષ્ટ કારક, કામકિંકર, સ્વાર્થલોલુપ મનુષ્યો એમ નથી જાણતા કે મનુષ્યતા કોને કહે છે. આવા લોકોનાં અરુચિપૂર્ણ દૃષ્ટાંતથી કેટલાક ભોળા ભોળા નરનારીઓ ઠગાઇ જાય છે. જગત્માં ધન અને પ્રાણ એ બંને રક્ષણ કરવા યોગ્ય છે. યોગ્ય રીતે તેનું રક્ષણ કરવુંજ

જોઇએ, પરંતુ ધનનો સંગ્રહ કરવામાંજ જીવનને સમર્પી દેવું અથવા અનિત્ય શરીરના સુખ સાધનમાંજ મંડયા રહેવું એ ઇશ્વરની આજ્ઞાને અનુકુળ નથી. જે ક્ષણુસ્થાયી છે તેના ઉપર વિશેષ ધ્યાન ન આપતાં જે ચિર સ્થાયી છે, જે અવિનાશી છે તેના ઉપર વિશેષ ધ્યાન આપવું અને તેને મેળવવાને માટે યત્ન કરવાને તન, મન અને ધનનો શ્રમ કરવો એજ યોગ્ય છે. જે લોક સ્થાયી ઐશ્વર્યને મેળવવાની ઇચ્છાથી ક્ષણુભંગુર શરીર અને ચંચળતાવાળી લક્ષ્મી-ના મોહમાં નથી ફસાતા તેજ દેવત્વ પ્રાપ્ત કરીને મહા ધનના અધિ-કારી થાય છે. સચ્ચરિત્રતાજ ચિરસ્થાયી ઐશ્વર્ય છે. ચરિત્રની ઉન્નતિથી સર્વ પ્રકારની ઉન્નતિ થાય છે અને ચરિત્ર બગડતાં સર્વ બગડે છે. સઘળી અવનતિ અને અમંગલનું મૂળ જડ દુશ્ચરિત્રતાજ છે. ચરિત્ર નષ્ટ થવાથી સર્વ ગુણુ નષ્ટ થાય છે. ચરિત્રને સુરક્ષિત રાખવાથીજ મનુષ્યો સ્વાસ્થ રક્ષણુ અને આધ્યાત્મિક ઉન્નતિ કરી શકે છે. જેમનું ચરિત્ર ઉત્તમ હોય છે તેજ ભદ્ર છે, અને અભદ્ર તેજ છે કે જે સચ્ચરિત્રની વિરૂદ્ધ આચરણુ કરે છે.



# परोपकार.



પ્રેમનો ઉદય થયા વિના કોઇ સાચા પરોપકારની વૃત્તિ ધારણ કરી શકતું નથી. કોઇની પાસે કાંઇપણ આશા રાખ્યા વગર ઉપકાર કરવો એજ સાચી ઉદારતા છે. કોઇના ઉપર ઉપકાર કરતી વખતે, તે આપણા ઉપર ઉપકાર કરશે માટે આપણે તેના ઉપર ઉપકાર કરવો જોઇએ એમ ધારી ઉપકાર કરવામાં આવે તો તે સ્વાર્થને માટે ઉપકાર કરવો ગણી શકાય છે. આવા ઉપકારને વાણીયાબુદ્ધિ કહેવી એ અયોગ્ય નથી. સત્કર્મ કરવાથી જે હ્રદયમાં એક પ્રકારનો અલૌકિક આનંદ ઉત્પન્ન થાય છે, એવા આનંદનો ઉપભોગ એવા મતલબી ઉપકાર કરનારા મનુષ્યો કરી શકતા નથી. અનુરાગપરજ આ આખું જગત્ આધાર રાખે છે. એ અનુરાગનો સંતાનોઉપર ગુરૂજનો ઉપર, ભાઇ ભાંડું ઉપર, અને ઇશ્વરના પ્રતિ, સ્નેહ, શ્રદ્ધા, પ્રેમભક્તિ વિગેરે જુદાં જુદાં નામથી ઉપયોગ થાય છે. અનુરાગનો જ્યારે અભાવ થાય છે ત્યારે મનમાં મલિનતા, ઇર્ષ્યા, દ્વેષ, દુઃખ અને આર્તનાદ વિગેરે દોષો આવીને એકઠા થાય છે. મનુષ્યોના હ્રદયમાં અનુરાગજ જીવનનું સુખ અને પ્રફુલ્લતાનો ભાવ પ્રકટ કરે છે. બીજાઓને આપણા જેવાજ માનવાથી અને શત્રુને મિત્ર કરીને માનવાથી મનુષ્યો વનના પશુ, પક્ષી અને હિંસક જંતુઓને પણ પોતાના મિત્ર બનાવી શકે છે. દુઃખથી ભરેલા સંસારને સ્વર્ગ બનાવવાને માટે એક માત્ર અનુરાગનીજ જરૂર છે. જે અનુરાગ હોવા છતાં પણ તેનો યોગ્ય ઉપયોગ કરવો જાણતા નથી તેમને અનુરાગનું ખરૂં સુખ મળતું નથી.

## તે મનુષ્ય નથી પણ દેવ છે.

જે નિત્યે પરહિત કારણે, કરે સર્વથી પ્રેમ;
ગણે ન નિજ સુખ દુઃખને, એ જેનાં વ્રત નેમ. ૧
જે ચિત્તમાં શોચી રહે, પર ઉપકારની વાત;
ભેદ બુદ્ધિ તજી ભૂલી અહં, કરે ન પર અભિઘાત. ૨
દયા રાખી સર્વ જીવપર, કરે સર્વ પ્રતિ ઉપકાર;
મધુર વચન બોલે સદા, સંતોષી કરે સત્કાર. ૩
વિનય દયા અને પ્રેમથી, જેનું હૃદય ભરપુર;
મનુષ્ય નહિ તે દેવ છે, અહું તેની પદ ધુર. ૪

# નૈતિક બળ અને મોટાઇ.



સત્સાહસની સાથે નૈતિક બળનો એવો ગાઢ સંબંધ છે કે, એ બંનેને કોઇ જુદા પાડી શકતું નથી. જ્યાં નૈતિક બળ છે ત્યાંજ સત્સાહસ છે. એથી સત્સાહસનો નૈતિક બળની અંદર સમાવેશ કરવો જોઇએ. નૈતિક બળ ભદ્રતાનું ચિન્હ છે. ગમેતો કોઈ મનુષ્યનો ઉત્તમ કુળમાં જન્મ થયો હોય તોપણ જો તેનામાં નૈતિક બળ નહિ હોય તો સમાજમાં તેનો અભદ્રમાં ગણત્રી થઇને તેને નિંદાસ્પદ ગણવામાં આવે છે. આપણે આપણા જીવ-

નમાં એક પણ સત્સાહસનું કામ કરવાનો સુયોગ ન મેળવવા છતાં પણ રોજનાં અનુષ્ઠિત નાનાં નાનાં કામો કરવાથીજ નૈતિકબળને મેળવી શકીએ છીએ.અને તે અનુસાર આપણું જીવન બને છે.પરંતુ સાચું નૈતિક બળ જેનામાં હોતું નથી તે સભ્ય સમાજમાં માન પામવા લાયક ગણાતા નથી. કોઇ પણ મનુષ્ય સુંદર શરીર, ચમકતો પોશાક, ઉચ્ચવંશમાં જન્મ અને અસંખ્ય ધન વિગેરે અનેક ગુણો હોવા છતાં પણ નૈતિક બળની બરોબરી કરી શકતો નથી.

ધર્મ અને નૈતિક બળનાં અનેક ઉદાહરણો આપણા પુરાણુમાં મળી આવે છે. તે સર્વને માત્ર પુરાણનાં ગપ્પાં ન કહેવાં જોઇએ. આજ કાલતો તેવાં ચરિત્ર મળી આવવાં અસંભવિત છે, છતાં પણ જો કે હાલ તેવા ગુણોવાળા મહાપુરૂષો થોડા ઘણા પણ મળી શકે છે. હાલ પણ કેટલાક મહાપુરૂષો, સત્ય, ન્યાય અને કર્તવ્યનું પાલન કરીને આ પુરાણોના દૃષ્ટાંતોના પ્રમાણ રૂપ થઈ રહ્યા છે. અને આપણી નજરે તેમનાં આદર્શ સ્વરૂપ ચરિત્ર આપણે માટે અનુકરણ કરવા યોગ્ય થઇ રહ્યાં છે.

જે માણસ કોઇ પ્રકારનું અયોગ્ય કામ કરી જતાં વખત આવે અશુભ પરીણામનો ભય ન રાખતાં પોતાના અપરાધનો સ્વિ-કાર કરે છે; તે બાળક હોય કીંવા વૃદ્ધ હોય તો પણ તે નૈતિકબળ અને ઉત્તમ આચરણથી જનસમૂહમાં જરૂર ઉચ્ચ પંક્તિના અધિ-કારી બને છે, જે મનુષ્ય નૈતિક બળથી બળવાન હોય છે, તે લોક-નિંદા, લોકલજ્જા, વિગેરે કુસંસ્કારોના બંધનને તોડી નાંખી સંકોચ રહિત થઇને ઉઘાડે છોગે લોકોપકારી સત્કર્મ કરવા માટે તત્પર થાય છે. જયારે કેટલાક માણસો પોતાના નૈતિકબળનો

પ્રકાશ કરવામાં સંકોચાય છે, અને પોતાની મર્યાદાની હાનિ થવાના ભયથી વૃથા ડરે છે, ત્યારે કોઇ મહાન પુરૂષ પોતાના સાધારણ નૈતિકબળથી તે માણસોના ભયને દુર કરે છે.

# सन्मानतुं रक्षण.



પોતાનાથી ઉચ્ચપદાધિકારી માણસોનું સન્માન કરવું એ સભ્યતાવાળા ભદ્ર મનુષ્યોનું કર્તવ્ય છે. પરંતુ પોતાનાથી હલકા ગણાતા યા તાબાના માણસોને યોગ્ય માન આપવું એ વધુ સજ્જનતાનું લક્ષણ છે. જે સાચા સભ્ય સજ્જનો છે, તે સર્વને યોગ્ય માન આપે છે. અસભ્યતાનું કામ કરીને તે કદી પણ કોઇનો જીવ દુઃખવતા નથી. કેટલાક મનુષ્યો પોતાના તાબાના માણસોથી યોગ્ય માન ન મળતાં પોતાનું અપમાન સમજે છે. પરંતુ જે લોકોની પાસેથી તે એવા વર્તનની આશા રાખે છે, તે લોકો પણ ઉત્તમ કુળશીલ છે, અને પોતાના યોગ્ય સત્કારની આશા રાખે છે તે ઉપર તેનું ધ્યાન જતું નથી. એથી જેમને પોતાના તાબાના માણસો વડે માન મેળવવાની જરૂર હોય તેમણે તેમનું માન જાળવવાનું લક્ષમાં રાખવું જોઈએ.

એવા પણ ઘણા લોકો છે કે જે સમાજમાં પોતાને ભદ્ર કહેવરાવે છે અને પોતાનાં કુલશીલ, અને માન મહત્વને ઘણાંજ ઉચ્ચ માને છે અને તેનો પ્રભાવ બીજાના ઉપર પાડવાનો પ્રયત્ન

કરે છે. પોતે માન મેળવવા માટે અનેક પ્રયત્ન કરવા છતાં પણ જ્યારે તેનું કોઇ સન્માન કરતું નથી ત્યારે તે સર્વ સાધારણની આગળ હાસ્યાસ્પદ થાય છે. સર્વ લોક તેને મશ્કરીમાં ઉડાવે છે. જે લોક બીજાને હલકા માનીને પોતે ઉચ્ચ થવાને મથે છે, અને બીજાનું અપમાન કરીને પોતાના માનનું રક્ષણ કરવાની આશા રાખે છે તે આ મનુષ્ય પ્રકૃતિના સંબંધથી જરૂર અજ્ઞાન છે. ઉચ્ચ પ્રકારના શિક્ષણના અભાથી બીજાનો અભ્યુદય ખમી શકાતો નથી, અન્યની હીંસા, અને શ કરવો વિગેરે પ્રકારની નીચ પ્રકારની પ્રવૃત્તિ કરવી એ અજ્ઞાનતાનુંજ કારણ કહી શકાય છે. એવા ક્રુર લોકો ખરા માનનીય મનુષ્યોનું પણ માન જાળવતા નથી. તો સાધારણ માણસોનું માનતો જાળવેજ શાના. માનનિય પુરૂષોનું માન જાળવવાથીજ આપણું મહત્વ વધે છે, એ વાત તેમના સમજવામાં આવતી નથી. તમારે જો પોતાને માન મેળવવું હોય તો માનનીય પુરૂષોને માન આપવામાં જરા પણ આળસ કરવી ન જોઇએ.

સારા ખોટા વર્તનથીજ સમાજના સભ્ય અને અસભ્ય એવા બે ભાગ પડે છે. જે નીચ પ્રકૃત્તિના મનુષ્યો છે તે અવિનયી, દુષ્ટ અને કઠોર વચન બોલનારા, દુરાચારી અને હૃદયના સંકીર્ણ હોય છે. એવા માણસોની ગણત્રી અસભ્ય સમાજમાં થાય છે જેથી તે સભ્યસમાજથી હંમેશાં જુદાજ પડે છે. પરંતુ ઉત્તમ આચરણથી નીચ જાતિના લોકોને પણ અસભ્ય સમાજમાં આદરણીય માનવામાં આવે છે અને વર્તનના દોષોથી ઉચ્ચ જાતિ અને ઉચ્ચ વંશના લોકો સમાજમાં નિંદ ગણાય છે. એથી જાણવું જોઇએ કે મનુષ્યને મોટો યા હલકો બનાવવામાં તેનાં આચરણ જ કારણ ભૂત છે. જેથી તમારે તમારા સ્વભાવ અને ચરિત્રને ઉત્તમ બનાવવાનો પ્રયત્ન કરવો જોઇએ,



# પંચમ પરિચ્છેદ.

कोऽतिभारः समर्थानां किं दूरं व्यवसायिनाम् ।
को विदेशः सविद्यानां कः परः प्रियवादिनाम् ॥ १ ॥
काकः कृष्णः पिकः कृष्णः को भेदः पिककाकयोः ।
प्राप्ते वसन्तसमये काकः काकः पिकः पिकः ॥ २ ॥
तास्तु वाचः सभायोग्या याश्चित्ताकर्षणक्षमाः ।
स्वेषां परेषां विदुषां द्विषामविदुषामपि ॥ ३ ॥

સમર્થ પુરૂષોને માટે કાંઇ ભારરૂપ નથી, ઉદ્યોગ કરનારાઓને માટે કોઇ દેશ દૂર નથી, વિદ્વાનોને માટે કોઇ વિદેશ નથી, પ્રિય વચન બોલનારાઓને માટે કોઇ પરભાર્યું નથી. ૧.

वाङ् माधुर्यान्नान्यदस्ति प्रियत्वं
वाक्पारुष्याच्चोपकारोऽपि नेष्टः ।
किं तद्द्रव्यं कोकिलेनोपनीतं
को वा लोके गर्दभस्यापराधः ॥ ४ ॥

મધુર વચનથી વધારે સંસારમાં કોઇ પ્રિય નથી. કડવા વચનથી કદાચ કોઇ ઉપકાર કરે તોપણ પ્રિય થતા નથી. ૪.

अविरतं परकार्यकृतां सतां
मधुर मातिशयेन वचोऽमृतम ।
अपि च मानसमम्बुनिधिर्यशो-
विमलशारदपार्वणचन्द्रिका. ॥ ५ ॥

જે સજ્જન છે તે હંમેશાં મધુર વચનોથી બીજાઓના ઉપર ઉપકાર કરેછે. તેનો હૃદયરૂપી સમુદ્ર હંમેશાં સુયશ રૂપી પૂર્ણ ચંદ્રનો સ્પર્શ કરવાને માટે વધતોજ રહે છે. ૫

ऐश्वर्यस्य विभूषणं सुजनता शौर्यस्य वाक्संयमः
ज्ञानस्योपशमः कुलस्य विनयो वित्तस्य पात्रे व्ययः ।
अक्रोधस्तपसः क्षमा बलवतां धर्मस्य निर्व्याजता
सर्वेषामपि सर्वकारणमिदं शीलं परंभूषणम् ॥ ६ ॥

ઐશ્વર્યનું ભૂષણ સજ્જનતા છે. શૂરતાનું ભૂષણ કોમળ આલાપ છે, જ્ઞાનનું ભૂષણ શાંતિ છે, કુલિનતાનું ભૂષણ વિનય, ધનનું સત્પાત્રને દાન આપવું, તપશ્ચર્યાનું નિષ્ક્રોધ, બળવાનોનું ક્ષમા, અને ધર્મનું ભૂષણ નિશ્ચળતા છે. પરંતુ શીળ એ સર્વને માટે સર્વ ભૂષણોનું ભૂષણ છે. અર્થાત્ શીળથી ચઢીયાતું બીજું કોઇ ભૂષણ નથી. ૬.

---

# મધુર—વચન.



મધુર વચનોમાં એવી મોહીની શક્તિ છે કે જેથી લોકો અસાધ્ય કામોને પણ સાધ્ય કરી શકે છે. સારી વસ્તુઓની તરફ એની મેળેજ મનુષ્ય માત્રનું હૃદય આકર્ષાય છે. અને જે ખરાબ વસ્તુઓ છે તેના ઉપર સ્વભાવીક રીતેજ મનુષ્યોને નિંદા ઉત્પન્ન થાય છે. પ્રિય વચનોમાં જરૂર કોઇ એવી વિલક્ષણ માધુર્ય શક્તિ છે કે જે લોકોના ચિત્તને હરી લેછે. વચનોથી નિર્દયના હૃદયમાં પણ દયા ઉત્પન્ન થાય છે. કઠોર સ્વભાવના મનુષ્યોનાં મન કોમળ થઇ જાય છે, અને તે એટલે સુધી કે કદ્દા દુશ્મનો પણ તેની સાથે મિત્રતા કરવાને તૈયાર થાય છે. મીઠી વાણીથી શું સિદ્ધ નથી થઇ શકતું ? કાળના જેવો મહા ઝેરી સાપ પણ સંગીતથી મોહિત થઇ જઇને ડસવાનું ભૂલી જાય છે, જંગલનાં પશુ પક્ષીઓ વશ થઇ જાય છે. મનુષ્ય પોતાને ભૂલી જાય છે. મધુર વચનનો મહિમા સંગીત કરતાં કાંઇ થોડો નથી. મધુર શબ્દનો કર્ણમાં પ્રવેશ થતાંજ મનુષ્યોનાં હૃદય દ્રવિત થઇ જાય છે. અને આ અમૃતમય મધુર વચનો જો વિનયની સાથે કહેવામાં આવે તો જાણે સોનું અને સુગંધ સાથે મળ્યાં જાણવાં. આપણને મધુર વચનોના અભાવથીજ ઘણી હાનિ સહન કરવી પડે છે. એમ જાણવા છતાં પણ આપણે મીઠાં વચનો બોલતાં શીખતા નથી. મીઠી વાણી બોલવામાં કાંઇ ખર્ચ કરવું પડતું નથી. પરંતું ઘણું ધન ખર્ચતા છતાં પણ મનુષ્યો જે કાર્ય સિદ્ધ નથી કરી

શકતા, તે કાર્ય માત્ર પાંચ દશ મીઠા શબ્દોથી સિદ્ધ થઇ જાય છે. જે લોક મધુર વચન બોલે છે, અને જે તેને સાંભળે છે, એ બંનેના હૃદયમાં શાંતિ સુખનો અનુભવ થાય છે. મનમાં પવિત્ર ભાવનો ઉદય થાય છે. આત્મા તૃપ્ત થાય છે, મધુર વચન બોલનારા લોકો સર્વ કોઇને પ્રિય થઇ પડે છે. જ્યાં મધુર વચનો બોલવામાં આવે છે, ત્યાંનું વાતાવરણ પણ મધુર થઇ જાય છે. એક મધુર વચન બોલનાર મનુષ્ય સેંકડો માણસોના સુખનું કારણ બને છે. મધુર વચનને સાંભળનાર માણસો દુઃખ, શોક, ભય વિગેરે ભૂલી જાય છે. જેના હૃદયમાં પ્રેમ અને દયા નથી તેના મોંઢેથી ઘણે ભાગે મીઠાં વચનો નીકળતાં નથી. પ્રેમ અને દયાજ મધુર વચનોનું ઉત્પત્તિ સ્થાન છે. જે લોક પ્રેમિક અને દયાળુ છે તે ઘણે ભાગે મધુર વચન બોલનારજ હોય છે. જેમણે એવી પ્રતિજ્ઞા કરી હોય છે કે "અમે સર્વની સાથે મધુર વચનોજ બોલીશું," તે છાનામાના પોતાના પ્રેમ, સ્નેહ અને દયા વૃત્તિને ફેલાવે છે. સર્વ મનુષ્યો જાણી શકે છે કે, આપણે જેટલો ઉપયોગ મીઠાં વચનોનો કરવો જોઇએ તેટલો કરી શકતા નથી. અને એ ઘણીજ ખેદની વાત છે.

---

# વિનય.



અભિમાની મનુષ્યોનો મો જોવામાં ઘણુંજ ભયંકર દેખાય છે. અહંકાર શત્રુતા ઉત્પન્ન કરે છે, ઇર્ષ્યાને વધારે છે, અને સંસારના સારા રસ્તામાં કાંટા પાથરે છે. પરંતુ વિનય શત્રુને મિત્ર બનાવે છે, ઇર્ષ્યા સર્પિણીના ઝેરી દાંતોને તોડી પાડે છે, અને સંસારના કઠણુમાં કઠણ રસ્તાને પણ કોમળ પુષ્પશય્યાની માફક કોમળ બનાવે છે. વિનય કેટલા મહત્વની વસ્તુ છે એ અલ્પબુદ્ધિવાળા લોકો સમજતા નથી. જરા થોડું ઘણું ભણ્યા કે અહંકારથી ફુલાઇ જવાના. અહંકારથી ઉલટો ગુણ વિનય છે. અહંકાર દોષ છે અને વિનય ગુણ છે. મનુષ્ય માત્ર ગુણના પક્ષપાતી છે. એથી તે અહંકાર દેખી શકતા નથી, જ્યારે વિનયને જોતાં હૃદયથી પ્રસન્ન થાય છે. વિનય પોતાના ગુણથી જેમ શત્રુને મિત્ર બનાવી શકે છે, તેવીજ રીતે અહંકાર પણ મિત્રને શત્રુ બનાવી દેછે, અને શત્રુઓની સંખ્યા વધારી દેછે. સજ્જનતા, વિનય અને મધુર ભાષણ પરસ્પર જેવાં મળેલાં છે તેવીજ રીતે અસભ્યતા, કઠોરવાણી અને અહંકાર પણ પરસ્પર સહાનુભૂતિ રાખે છે. વિનય કોઇપણ કાર્યમાં સફળતા મેળવી શકે છે જ્યારે અવિનયી નિષ્ફળતા મેળવે છે. જે લોક ઉદ્ધત છે, અહંકારી છે તેમનો એક પણ ઉદ્દેશ સફળ થતો નથી. એવી વાતોની સત્યતા ને માટે કાંઇ પ્રમાણ ખોળવાની જરૂર નથી. વિનય અને અવિનયના ફળાફળોના બનાવો દરરોજ બન્યા

કરે છે એથીજ લોકા પૂર્વે કહેલી વાતોને સત્ય માની શકે છે. જો તમને ખાત્રી ન થતી હોય તો અનુભવ કરી જુવો વિનયી લોકોના સમાગમમાં આવવા લોકો ઇચ્છે છે જ્યારે અહંકારી લોકોથી મનુષ્યો દૂર રહેવાનું ઇચ્છે છે. જો તમે સીધા ઉપાયથી તમારો સુયશ સંસારમાં ફેલાવવા ઇચ્છતા હોતો, વિનયી, મધુર વચની અને નિરભિમાની બનો. જે લોકો સાચા સાધુ પુરૂષો છે તે સાધારણ લોકોના કરતાં અધિક વિનયી હોય છે. પરંતુ ઘણા સાધુ સન્યાસી ક્રોધના અવતાર રૂપ હોય છે. વિનય કોને કહે છે તેની તેમને ખબર હોતી નથી, સાધારણ લોકોની તો વાતજ શી, પણ મોટા મોટા શેઠ શાહુકારો, રાજા મહારાજાઓને પણ તે તુચ્છ દૃષ્ટિથી જુવે છે. આ પ્રકારે ગુરૂભક્ત શિષ્યોની ગરીબીથી ભરેલાં વર્તન અને સંકોચ જોઇને કેટલાક લોક માને છે કે, “ ગુરૂદેવના ક્રોધના ડરથી તેમને આટલી ગરીબી બતાવવી પડે છે. આવો ખ્યાલ રાખી ભયનું સેવન કરનારા માણસો અવનતિના પંથમાં હોય છે. જે શિક્ષક જેટલો વધુ વિનયી હોય છે તેના શિષ્યો તેના ઉપર એટલીજ વધુ ભક્તિ અને વિનયવાળું વર્ત્તન કરે છે. મહાત્મા પુરૂષો પોતાના વિનય, પ્રેમ અને દયાવાળા વર્ત્તનથીજ સર્વના હૃદયને મોહિત કરીને પોતાની તરફ આકર્ષણ કરી શકે છે. અને શિષ્યોની ભક્તિ પુષ્પાંજલિથી નિત્ય પૂજાય છે.

બળવાન પુરૂષોની આગળ જે દુર્બળ માણસ નમ્રતા બતાવે છે, તેને ભક્તિ કહી શકાય નહિ, અન્ય મનુષ્યની શ્રેષ્ટતા ઉપર જે એની મેળેજ સદ્દભાવ ઉત્પન્ન થાય છે તેનું નામજ ભક્તિ છે. મહાન પુરૂષોનાં પવિત્ર ચરણજ એ ભક્તિનાં ઉત્પાદક છે.

મહાપુરૂષો પોતાનાં ચરિત્રની નિર્મળતા અને વિનયયુક્ત પ્રેમવાળા મધુર વચનોથી મોટા મોટા પ્રબળ પ્રતાપી રાજાધિરાજોને પોતાનાં ચરણ સમીપ આકર્ષિત કરીને તેમના ધનગર્વિત હૃદયમાં દૈન્ય અને વિનયનાં બીજ વાવે છે. કેવળ કૌપીન પહેરવાથી કે, આખા શરીરે ભષ્મ લગાવવાથી સાધુ કહી શકાતા નથી. આજ કાલ કેટલાક અસાધુ, સાધુનો વેશ લઇને સમાજનું અનિષ્ટ કરી રહ્યા છે. એવા વેષધારી સાધુઓ, અવિનય ક્રોધ અને અ શિષ્ટતાના અવતારો છે. હૃદયાં રહેલા કામ ક્રોધાદિ શત્રુઓના ઉપર વિજય પ્રાપ્ત કર્યા સિવાય કોઇ પણ માણુસ સાધુ થઇ શકતો નથી આવા કપટાચારી સાધુઓના અંતઃકરણમાં તો સર્વ શત્રુ સર્વદા પ્રબળ બની રહે છે. આપણે ભૂલે ચૂકે પણ એવા કપટ વેષધારી મનુષ્યોનું અનુકરણ કરવું જોઇએ નહિ.

---

# विनयनो अवतार.

नभोभूषा पूषा कमलवनभूषा मधुकरो
वचोभूषा सत्यं वरविभवभूषा वितरणम् ।
मनोभूषा मैत्री विमलकुलभूषा सुचारितम् ।
सदोभूषा सूक्तिः सकलगुणभूषा च विनयः ॥

જે મનુષ્યો ધન, માણસો, અને ભાઇભાડુંથી, સુખી હોય, સંમ્પત્તિ સુખમાં ઉછર્યા હોય, જેની આંખનો ઇશારો થતાં સેંકડો માણસો

આજ્ઞાનુસાર કામ કરવાને હાજર થતા હોય, ઇચ્છાનુસાર, જો જોતામાં અત્યંત દુર્લભ પદાર્થો પણ આવી પડતા હોય, જેની દયાથી હજારો માણસોનું પોષણ થતું હોય, એવા અતુલ સંપત્તિના અધિકારી પુરૂષોને વિનયવશ થઇને કદી તમે કોઇના આગળ માથું-નમાવતાં જોયા છે ? એવા મનુષ્યોની જગતમાં ખામીજ છે. પરંતુ એવા ઐશ્વર્યશાળી મનુષ્યોમાંના જે મહાપુરૂષે પોતાના સરખાજ બળવાન શત્રુની આગળ વિનયવાળા થઇને, ભયંકર વેરીને પણ પોતાનો પરમ મિત્ર બનાવી દીધો, તો કહો કે તેની અહંકારશુન્યતા અને દીનતા કેટલી હશે ? તેનું ઉદાર ચરિત્ર કેવું અલૌકિક આનંદને આપનાર હશે ! એ પુરૂષનો બંગાળામાં જન્મ થયો હતો. જેમનું નામ લાલાબાબુ હતું તેમના ઐશ્વર્ય, વૈરાગ્ય, અસાધારણ વિનય, દીનતા અને અસીમ દાનશીલતાની ખ્યાતી દેશમાં ચારે તરફ ફેલાઇ હતી.

સર્વ કોઇના મોઢેથી તેમની પ્રશંશા સંભળાતી હતી. લાલાબાબુ પોતાના ઐશ્વર્યનો ત્યાગ કરીને એક સાધારણ અવસ્થાના ગરીબ માણસની માફક શુદ્ધ મનથી પરમાર્થ સાધવાનો પ્રયત્ન કરતા હતા. તે ગરીબ ભિખારીયોને ઘણીજ ઉદારતાથી અન્ન વસ્ત્ર આપતા હતા, તેમણે વૃન્દાવનમાં એક સદાવ્રત સ્થાપ્યું હતું. ભૂખ્યા હોય તેમને ત્યાં અન્ન મળતું હતું. તેમણે એક શ્રીકૃષ્ણરાયજીનું મંદિર બંધાવ્યુ હતું. તેમની પ્રશંસા ચારે તરફ થવા લાગી, પરંતુ તે તેમને ગમતી નહીં. જેમણે અહંકારને પોતાના પગતળે દબાવી દેઇ, વિનય અને દૈન્યને માથાના મુગટ બનાવી રાખ્યા છે, જેમણે પોતાની સઘળી સમ્પત્તિને પરોપકારમાં વાપરીને પોતાને ભગવચ્ચ

રણારવિંદમાં અર્પણ કરેલ છે તેમનાથી આત્મપ્રશંસાની વાત કેવી રીતે સહન થઇ શકે ? તે ચારે તરફથી પોતાની પ્રશંસાની વાતો સાંભળી સાંભળીને ગભરાઇ જવાથી અને તે સાંભળવાથી મુક્ત થવાને માટે બંગાળ છોડીને વૃન્દાવન રહેવા ગયા. લાલાબાબુ ખરી રીતે વિનયના અવતાર રૂપજ હતા.

લાલાબાબુ પોતે બંધાવેલ શ્રી કૃષ્ણરાયજીના મંદિરમાં રહેવા લાગ્યા અને રાતદિવસ ભગવાનનું ભજન કરીને સમય વિતાવવા લાગ્યા. એ વખતે ભક્તિ માર્ગના પરમ જ્ઞાતા સાધુ શ્રીકૃષ્ણદાસજી વૃન્દાવનમાં રહેતા હતા. લાલાબાબુએ જ્યારે કૃષ્ણદાસજીની સાધુતા, અસાધારણ ભગવદ્ભક્તિ, અહંકારશૂન્યતા અને અસીમ પાંડિત્યની વાતો સાંભળી, ત્યારે તેમણે તેમની પાસે મંત્રદીક્ષા લેવાનો વિચાર કર્યો, શ્રી કૃષ્ણદાસજીએ પહેલાથીજ લાલાબાબુના પૂર્વાવસ્થા, વૈરાગ્ય, દયા અને વિનય વિગેરે ગુણોની હકીકત સાંભળેલી હતી. તેમનું હૃદય પણ લાલાબાબુની તરફ આકર્ષાયું. જે ગુણી છે તે ગુણને માન આપે છે. એક દિવસ લાલબાબુએ મહાત્માજીના આશ્રમમાં જઇને પોતાનો અભિપ્રાય પ્રકટ કર્યો, ગુરૂ શિષ્યો બંને યોગ્ય છે. બંને એક બીજાના આચાર વિચારથી જાણીતા છે. પરંતુ પહેલ વહેલી વાત કરવાનો તો આ પ્રથમજ અવસર છે. સાધુઓના ચરિત્ર ઘણાંજ વિચિત્ર હોય છે. એવા જગદ્વિખ્યાત, સંસારથી વિરક્ત, ભગવદભક્તને શિષ્ય થવા આવેલો જોઇને શું કોઇ વિલંબ કરી શકે ? પરંતુ કૃષ્ણદાસજીએ લાલાબાબુને પૂર્ણ રીતે સંમાન આપીને અત્યંત કોમળ અને દીનતા ભરી વાણીમાં કહ્યું કે, ભાઇ તમારે મંત્ર લેવાની હજુ થોડીવાર છે, માટે થોડાક દિવસ પછી

જોઇશું ” લાલાબાબુ તો આ વાત સાંભળીને વિસ્મય થયા. જે લોક હ્રદયમાં પ્રૌઢ નથી, જે લોકોના મનમાં અહંકારનો આભાસ સરખો પણ નથી એવો મનુષ્ય આ વખતે શું ધારે ? તે તુરતજ ત્યાંથી ઉઠી જાત અને મહાત્મા કૃષ્ણદાસજીને નિસ્પૃહ, ગર્વિત અને પાંડિત્યાભિમાની કહીને બીજા ગુરૂની શોધ કરત. પરંતુ સદ્‌ગુરૂએ આમ કેમ કહ્યું હશે તેની શોધ કરત નહીં. પણ લાલાબાબુ તો એક જુદીજ પ્રકૃત્તિના મનુષ્ય હતા. તેમનો સ્વભાવ બીજા મનુષ્યો કરતાં કાંઇ વિલક્ષણજ હતો. તે પોતે આ વાતનું કારણ શોધવા લાગ્યા, તેમણે પોતાના મનમાં પ્રથમ ધાર્યું કે હું સર્વ ત્યાગી થઇને શ્રી વૃન્દ્રાવનમાં રહી, ઠાકોરદ્વારમાંથી એક મુઠી ભગવાનનો પ્રસાદ લઇને આઠે પહોર તેમનું નામ જપ્યાં કરૂં છું. પરંતું મારા મનની મલીનતા હજુ ગયેલી લાગતી નથી. શેઠજીના ઠાકોરદ્વારે ભિક્ષાને માટે તો જઇ શકતો નથી, હજુ પણ મારામનમાં શત્રુના ઉપર તિરસ્કાર અને દ્વેશબુદ્ધ રહે છે, ત્યાં સુધી મારૂં હ્રદય પવિત્ર ક્યાંથી થાય ! શત્રુ, મિત્ર, માન, અપમાન, વિગેરે ભેદ જ્ઞાન જ્યાં સુધી હોય છે, ત્યાં સુધી અહંકારનો ભાવ નષ્ટ થઇ શકતો નથી. ધન્ય છે, મહાત્મા કૃષ્ણદાસજીને, ધન્ય છે તમારા મહિમાને, તમારીજ કૃપાથી હું તમારો દાસ થવાને લાયક થઉં તો થઉં.

જે શેઠના સંબંધમાં ઉપર વાત થઇ તે જયપુરનો એક મહા ધનાઢ્ય શેઠ હતો અને ભગવાનનો પૂરો ભક્ત હતો વૃન્દ્રાવનમાં તેમનું બનાવેલું એક મોટું ઠાકોરમંદિર છે. અને ત્યાં ભગવત્સેવા કરવાની પણ સારી વ્યવસ્થા છે. તે શેઠના ઐશ્વર્યમાં કાંઇ ખામી નહોતી, મથુરાંની આસપાસ કેટલીક જગ્યાએ તેમની જમીન

હતી. અને મથુરાં ઇલાકામાં લાલાબાબુની પણ જમીન હતી. એ જમીનના સંબંધમાં બંન્નેની વચ્ચે ઘણા દિવસથી એક ઝગડો ચાલતો હતો. અને તેથી તે બંને વચ્ચે એવો વિખવાદ ઉત્પન્ન થયો હતો કે એક બીજાનું મોં પણ જોતા નહીં. એ બંનેમાં એવી ઘોર શત્રુતા ઉત્પન્ન થઇ કે બંનેના જીવનું રક્ષણ કરવામાં પણ સંદેહ થવા લાગ્યો.

લાલા બાબુ સર્વ જગ્યાએ ભિક્ષા માગવા જતા; પણ શેઠજીના ઠાકુરદ્વાર તરફ જવામાં તેમનો પગ ઉપડતો નહીં. તેમનામાં ભય હતો કે વખતે ત્યાં ગયા તો જીવ જાય. પરંતુ હવે જેમ બને તેમ ખરૂં, ત્યાં ભિક્ષા લેવા તો જવું, લાલા બાબુએ જ્યારે પોતાની મલિનતાની વાત જાણી ત્યારે તેમના મનમાંથી માન, અપમાન, શત્રુતા અને અભિમાન સર્વ જતાં રહ્યાં, તે બીજેજ દિવસ જમનાજીમાં સ્નાન કરીને અત્યંત દીન વેશે શેઠજીના મંદિર આગળ જઇને ઉભા. કલકત્તાના એક ઐશ્વર્યશાળી બંગાળી રાજાને ભિક્ષુક વેષમાં જોઇને ઠાકોરદ્વારના જેટલા નોકરો હતા, તેમની આંખોમાંથી આંસુ ઢળી પડયાં. પણ શેઠની આજ્ઞાવિના ભિક્ષા આપવામાં આના પાછા થવા લાગ્યા. દૈવયોગે તે વખતે શેઠજી મંદિરમાંજ હતા તેથી એક નોકરે દોડીને તેમને લાલાબાબુના આવ્યાની વાત કહી, તે સાંભળી તેમણે એકદમ બહાર આવી જોયું તો ખરેખર લાલા બાબુજ હતા. તેમનો આવો સાધારણ વેષ અને અટલ વૈરાગ્ય જોઇને લાલા બાબુની ઉપર જે તેમનો શત્રુ ભાવ હતો તે એકદમ જતો રહ્યા. લાલા બાબુના મુખમાંથી ભિક્ષાની માગણી થતાં શેઠજીનું હૃદય દ્રવિત થયું, તે તુરતજ લાલાબાબુના ચરણ આગળ પગે પડયા,

લાલા બાબુએ તેમને ઉઠાડી છાતી સરસા ચાંપ્યા બંનેની આંખોમાંથી પ્રેમાશ્રુની ધારા ઉભરાવા માંડી. શેઠજીએ ભિક્ષા નહિં માગવા તેમને કહ્યું પણ લાલા બાબુએ પોતાના વ્રતનો ભંગ કરવો યોગ્ય ન ગણી, વિનીત વચને કહ્યું કે મુઠ્ઠી અનાજ આપો."

શેઠજીએ આખરે લાચાર થઇને ભિક્ષા આપવાની આજ્ઞા આપી ત્યાંથી વ્યાકુલ ચિત્તે અંદર ગયા. લાલા બાબુની આ દીનતા અને વિનય જોઇ સર્વ મુગ્ધ થઇ ગયા. તે શત્રુને પરમ મિત્ર બનાવી જ્યાં ભિક્ષા લઇને બહાર નીકળ્યા ત્યાં જોયું તો સામેજ મહારાજ કૃષ્ણદાસજી ઉભા છે. લાલા બાબુ મૂર્છિત થઇને તેમના ચરણે ઢળી પડયા. બાબાજીએ ઘણાજ યત્ને તેમને ઉઠાડી છાતી સરસા ચાંપી, સ્નેહથી કહ્યું, "ભાઇ, મંત્રદિક્ષા લેવાને હવે તું અધિકારી થયો છું."

---



# षष्ठम परिच्छेद.



विद्याविनयोपेता हरति न चेतांसि कस्य मनुजस्य ।
काञ्चनमणिसंयोगो नो जनयति कस्य लोचनानन्दम् ॥ १॥

વિનય યુક્ત વિદ્યા કોના મનને હરી લેતી નથી? મણિ અને સોનું એકઠાં જડવાથી કોના નેત્રોને લોભ થતો નથી? ૧

गर्वं नोद्वहते न निन्दति परान्नो भाषते निष्ठुरं
प्रोक्तं केनचिदप्रियं च सहते न क्रोधमालम्बते ॥
श्रुत्वा काव्यमलक्षणं परकृतं सन्तिष्ठते मूकवत्
दोषाच्छादयते स्वयं न कुरुते ह्येतत्सतां लक्षणम् ॥ २ ॥

જે મનમાં અહંકાર કરતા નથી, બીજાની નિંદા કરતા નથી, કઠોર વાણી મુખમાંથી કાઢતા નથી, બીજાની અપ્રિય વાતોને સહન કરે છે, ક્રોધનો પ્રસંગ આવવા છતાં પણ જે ક્રોધ કરતા નથી, બીજાનાં દોષવાળાં કાવ્ય સાંભળવા છતાં પણ કાંઇ બોલતા નથી, બીજાને દોષોવાળા જોઇ તેમને દોષોથી વિમુક્ત કરવાને પ્રયત્ન કરે છે, અને પોતે કાંઇ ખોટાં કાર્ય કરતા નથી તેજ ખરા સજ્જન છે. ૨



# असभ्यता.



જ્યાં સજજનતા છે ત્યાંજ ઉચ્ચ સ્વભાવ છે, અને જ્યાં ઉચ્ચ સ્વભાવ છે ત્યાંજ સજજનતા છે. અર્થાત સજજનતા અને ઉચ્ચસ્વભાવ એકી સાથેજ રહેછે (જાતીયવિજ્ઞાન)

જે મનુષ્ય અપરિચિત છે, વિદેશી છે અને બાહ્ય શિષ્ટાચારના પ્રેમી છે, તે લોકોની સાથે પણ સભ્યતા પૂર્વક વર્ત્તન કરવુંજોઇએ પણ એવી સભ્યતાનું નહીં કે જે યુક્તિસંગત ન હોય, અધિક સભ્યતા બતાવવાથી લોકોને અપ્રિયતા અને સંદેહ ઉત્પન્ન થાયછે,"(બેકન)

કઠોર વચનો બોલવાં, બીજાનું અનિષ્ટ કરે તેવાં કર્મ કરવાને પ્રવૃત્ત થવું, નિર્દયતાનું કામ કરવુ અને અહંકાર જણાવવો એ અસભ્યતા છે. અયોગ્ય રીતે જે સભ્યતા બતાવવામાં આવે છે તેને પણ લોકો નિંદનીય માને છે. જેમને આપ કહી બોલાવવા જોઇએ તેમને તમે કહી બોલાવવાથી જેમ તે પોતાની અમર્યાદા સમજે છે. તેવીજ રીતે જેમને તમે કહી બોલાવવા જોઇએ, તેમને આપ કહી બોલાવવાથી તેઓ પોતાની મશ્કરી સમજે છે. અને તેથી તેમને લજ્જા જણાય છે. જેથી જેને જેવી રીતે ઘટે તેવી રીતે બોલાવવા જોઇએ.

કોઇ કોઇ માણસોનો સ્વાભાવિક સ્વર એવો હોય છે કે,તેની સાધારણ વાતચિત પણ કઠોરતાથી ભરેલી જણાય છે. એવી કઠોર ભાષા બોલનારા મનુષ્યો જ્યારે ક્રોધ વશ થઇને આંખો લાલ કરીને ખરેખરી રીતે કઠોર વચનો બોલે છે, ત્યારે તેના સાંભળનારાને તે

ઘણાજ ભયસ્કર જણાય છે. એવા સર્વ તમોગુણી મનુષ્યો કોઇ કોઇ વાર તો અપરાધ વિના પણ લોકોમાં અપ્રિય થઇ પડે છે. એવા મનુષ્યો જો પોતાના સ્વભાવને કોમળ બનાવવાનું ઇચ્છતા હોય અને લોકોમાં વિવેકી ગણાવાની ઇચ્છા રાખતા હોય તો વાત કરતી વખતે પોતાના ઉપર સતર્ક નજર રાખવાથી થોડાજ દિવશોમાં તે સુધરી જાય છે. પરંતું જેમને દુર્વિનીત કહેવરાવવાનો ભય નથી,તેમનો સ્વભાવ કોમળ થવો એ અસાધ્ય નથી પરંતુ દુઃસાધ્ય છે.

જે વાત એક માણસના મુખમાંથી સાંભળતાં કઠોર લાગેછે, તેજ વાત પ્રિય વચન બોલનારાઓના મુખથી સાંભળતાં પ્રિય લાગે છે. તેનું મુખ્ય કારણ કેવળ સ્વભાવની કોમળતા અને સહૃદયતાજ છે. નાનાં નાનાં બાળકોના મોઢેથી “ તમે, તમારૂં એ જેવું મધુર લાગે છે, તેટલું આપ, આપનું એ બોલેલું મધુર લાગતું નથી. જે મનુ હૃદય બાળકના જેવું સરળ હોય અને પવિત્રતાથી ભરેલું હોય જેમણે પોતાના નિશ્ચલ પ્રેમથી આખા જગતને પોતાનું કરી લીધું છે. જેમના સ્નેહ ભરી મીઠી વાણીથી લોકોનાં હૃદય દ્રવિત થઇ જાય છે, તેમના મુખેથી ‘ આપ ’ ના કરતાં ‘ તમે ’ નો ઉચ્ચાર મધુર જણાય છે. મહાત્માના મુખથી ‘તું’ શબ્દ સાંભળી જે તૃપ્તિ થાય છે તે ‘ આપ ’ સાંભળીને થતી નથી.

સ્વભાવિક રીતે જે અધિક સ્નેહના પાત્ર છે તેમને તમે ’ કહી બોલવવા એ ઉત્તમ છે, અને તેને પણ તે શબ્દો પ્રિયલાગે છે. કોઇ ભદ્રપુરૂપ કદિ તમને ‘આપ’ કહીને બોલાવે, તો તમે તેને કદીપણ ‘તમે’ કહી ન બોલાવો તેમને ‘ તમે’ કહી બોલાવવા અનુચિત છે. ઘણા માને છે કે, બીજાને ‘તમે’કહેવામાંજ પોતાની મોટાઇ

વધે છે, પણ એ ઠીક નથી. આ પ્રકારની અસભ્યતાથી તેની હલકાઇ ગણાય છે. જે લોકોએ પોતાના ઉદ્યોગથી, પોતાની સચ્ચરિત્રતાના ગુણુથી અથવા વિદ્યા કે વિનયથી ઉંચા પદને મેળવ્યું હોય, તે ભલે નીચા કુળના હોય તોપણુ તેમના પદની મર્યાદાનો ભંગ કરવો એ અસભ્યતા છે.

# मश्करी.



કેવા વખતે કેવા ઢંગથી, કાંને હસવું યા મશ્કરી કરવી જોઇએ, તેનો વિચાર કરવાની પણ ખાસ જરૂર છે. હસવાનું મૂળ કારણ આનંદપ્રિયતા છે. કોઇની સાથે હસવું કે ઠઠ્ઠા મશ્કરી કરવી એનો મુખ્ય ઉદ્દેશ ચિત્તને પ્રસન્ન કરવાનો છે. પરંતું અયોગ્ય રીતે હસવું યા મશ્કરી કરવી એ આનંદને બદલે કલેશને કરવા તુલ્ય છે. જેથી બીજાના હૃદયમાં દુ:ખ થાય એવું હસવું નકામું છે. કેટલાક માણુસોએ બીજાની અયોગ્ય મશ્કરીમાં પોતાના પ્રાણુ શુદ્ધાં પણુ ગુમાવી દીધા છે. જેથી હસવાને માટે સર્વે સાવધાન રહેવું જોઇએ. એવી મશ્કરી કોઇની ન કરવી કે જેનું પરિણામ ભયંકર આવે. પરસ્પરના વિનોદના જેટલુંજ હસવું જોઇએ. જ્યારે હસવાથી કોઇ બીજાને ખોટું લાગે છે, ત્યારે પછી હસવાનું ખસવું થઇ જાય છે. તે ઇર્ષ્યાદ્વેષનું રૂપ ધારણ કરીને મહા અનિષ્ટને ઉત્પન્ન કરે છે. અયોગ્ય પ્રકારની મશ્કરી કરવાથી બંનેના મનમાં ક્ષોભ થાયછે, અને તેથી

બંનેનું અહિતજ થાય છે. અયોગ્ય મશ્કરી, અસભ્યતા, અશ્લીલ વાતોથી બીજાની સાથે હસવાની કે મશ્કરી કરવાની ટેવ છોડી દેવી જોઇએ, કેમકે એવા અનુચિત ઠઠ્ઠા મશ્કરીથી અસંતોષનાંજ બી ઉગે છે. જે લોકો સભ્ય છે, સજ્જન છે તે અનુચિત પરિહાસ કરનારાઓની સાથે કદી પણ વાતચીત કરતા નથી. કદાચિત તેમને કાંઈ કહેવાનું પ્રયોજન હોય તોપણ માત્ર ખપ જેટલીજ વાત કરીને જલદીજ ત્યાંથી પતાવી દે છે. જે લોક સભ્ય છે, સુશીલ છે, તેમની આગળ હલકા પ્રકારની ઠઠ્ઠા મશ્કરી કરનારાઓને માન મળતું નથી. એવા લોકોનું સંમાન તો માત્ર અશિક્ષિત સમાજમાંજ થયાં કરે છે.

આ સંબંધમાં એકાદ ઉદાહરણથી વધુ ખાત્રી થશે. ઇંગ્લાંડમાં એક બોર્ડિંગહાઉસમાં અત્યંત સાહસી યુવક રહેતો હતો, તે ભૂતને માનતો નહોતો, તેના કેટલાક મિત્રોએ એકઠાં થઇ વિચાર કર્યો કે તેને આપણે એક વખતે ભૂત બનીને બીવરાવવા જોઇએ. આ પ્રકારનો વિચાર કરીને તેમણે તેને જઇને કહ્યું કે, “ જો ભાઈ, મારે ત્યાં ભૂતોનો ઘણોજ ઉપદ્રવ થઇ રહ્યો છે. અમે ભૂતોને અમારી આંખે જોયાં છે. આ સાંભળી સાહસી યુવકે હસીને કહ્યું કે, “ તમે તો ગાંડા છો. શું તમે ભૂતોને માનો છો ? ભૂત એવી કોઇ વસ્તુજ નથી. મગજે ગરમી ચઢી જવાથી અને શરીર કમ જોર હોવાથી નાના પ્રકારના કાલ્પનિક દેખાવો જોવામા આવે છે; અને ભયંકર મૂર્તિની ભાવના થવા માંડે છે. જેને તમે ભૂત સમજો છો. પણ જ્યાં સુધી મેં મારી આંખોએ ભૂત જોયું નથી, ત્યાં સુધી મને તમારા કહેવા ઉપર વિશ્વાસ નથી. ” આ સાંભળી તેના

મિત્રોએ કહ્યું, આજકાલ તો અમને હંમેશાં ભૂતનાં દર્શન થાય છે. તમે પણ એક દિવસ તેને જોઇ શકશો. જેમ બને તેમ ખરૂં, પણ તેમને કહાડવાં જોઇએ." આ સાંભળી યુવકે કહ્યું તેમને નસાડવાની વાત શું કહો છો ! હું આજેજ મારી પિસ્તોલમાં ગોળી ભરીને રાખું છું. જો કોઇ દુષ્ટ માણસ ભૂત બનીને મને ડરાવશે તો તે મરીજ જવાનો, નહીંતો સમજીશ કે ભૂત ખરૂં છે."

કેટલાક દિવસો ગયા પછી એક રાત્રે જ્યારે સર્વ લોક સુઇ ગયા ત્યારે આ યુવકના મિત્રોમાંથી એક માણસ છાનામાનો આ સાહસી યુવકને સુવાની કોટડીમાં પ્રવેશ કરીને કાળાં કપડાંથી પોતાના આખા શરીરને ઢાંકી દઇ તેના પલંગ પાસે જઇ ઉભો રહ્યો, અને પછી તેની પીસ્તોલ લઇને છાનીમાની તેમાંથી ગોળીયો કાઢી લીધી અને પછી પીસ્તોલ હતી ત્યાંજ મુકી દીધી. પછી થોડે દુર જઇ ઉભો રહ્યો અને ગંભીર સ્વર કાઢીને ગગણવા માંડયો.દીવાના ઝાંખા પ્રકાશમાં તે કાળાં વસ્ત્ર પહેરેલો મનુષ્ય ઘણોજ ભયંકર જણાતો હતો તેનો ગગણાટ સાંભળી યુવક જાગી ઉઠયો, અને પોતાના ઉસીકા નીચેથી પિસ્તોલ કહાડીને તેણે કાળા વસ્ત્રધારી બીહામણા જીવતા ભૂતને કહ્યું, કે " જો તું મારા મિત્રોમાંનો કોઇ હોય તો, હાથ જોડી કહું છું કે આ પ્રકારની મશ્કરી કરવાનો ઢોંગ છોડી દે, નહીં તો હમણાંજ મરણને શરણ થઇ જઇશ. આ સાંભળી તે કાળુ ભૂત જરા પણ ડર્યું નહી. પણ ઉલટુ તે યુવકના તરફ ધીમે પગલે જવા માંડયું આ જોઇ યુવકે પીસ્તોલ ફોડી, પીસ્તોલનો અવાજ આખા ઘરમાં થઇ રહ્યો, પણ ભૂત તો જ્યાં હતો ત્યાં ને ત્યાંજ ઉભો રહ્યો અને પીસ્તોલમાંથી પ્રથમ જે ગોળી

કુહાડી લીધી હતી તે ધીમે રહીને યુવકના ઉપર ફેંકી દીધી. યુવક પીસ્તોલનો બહાર ખાલી જતાં ભયથી મૂર્ચ્છિત થઇને છતાપાટ પડી ગયો. તે કૃત્રિમ ભૂત પણ વિકટ હાસ્ય કરીને ત્યાંથી ચાલ્યો ગયો. થોડીકવારે તેણે વેષ બદલીને તે યુવકની પાસે આવીને જોયું તો તેનું મૃત શરીર શય્યા ઉપર પડેલું હતું.

આ પ્રમાણે ઘણાજ એવા ઠઠ્ઠા મશ્કરીથી ભયંકર પરિણામ આવ્યાના દાખલા રોજ બને છે. જે મશ્કરીથી મનુષ્યનો પ્રાણ પણ ચાલ્યો જાય, તેને કોઇ હાસ્યવિનોદ કહી શકશે નહીં, પરંતુ તેતો પ્રાણ સંહારિણી લીલાજ છે.

એક વખત એક સજ્જન ખુરશી ઉપરથી ઉઠીને પાછો ફરી જ્યાં ખુરશી ઉપર બેસવા ગયો ત્યાં તો ધડાક દઇને જમીન ઉપર પડી ગયો અને તેથી તેને ઘણુંજ વાગ્યું. અને કેટલાક મહીના તેને ખાટલા વશ રહેવું પડયું. પડવાનું કારણ એ હતું કે તેની પાસેજ તેનો એક મિત્ર બેઠો હતો તે સજ્જન જ્યારે ખુરશીથી ઉઠીને જરા આઘો ખસ્યો અને પાછો આવી બેસવા જતાં તેની પાસેના મિત્રે ખુરશી જરા પાછળ તાણી લીધી, જેથી તે જમીન ઉપર ધડદઇને પડી ગયો, અને તે જોઇ તેની પાસે બેઠેલો મિત્ર હસવા લાગ્યો. તેના આનંદની સીમા ન રહી, પરંતું આથી તે સજ્જનને જે વાગ્યું તેના કરતાં પોતાના મિત્રની વર્ત્તણુંક માટે તેના હૃદયમાં ઘણુંજ લાગી આવ્યું. તે દિવસથી તે સજ્જન પોતાના તે અજ્ઞાન રસિક મિત્રની પાસે બેસતો તો નહીં, પણ તેની છાયાને પણ સ્પર્શ કરતો નહીં. આ પ્રમાણે હસવાનું ખસવું થઇ ગયું અને બંને મિત્રોમા વિરોધ ઉત્પન્ન થયો. આવી મશ્કરી ઘણીજ અયોગ્ય

છે. આવીજ રીતે લગ્ન વખતે જમાઇને, ખાટલા ઉપર સાધારણ પાતળી સોટીયો ગોઠવી તેપર ગોદડું પાથરી બેસાડે છે, અને પછી તે તુરત નીચે પડી જાય છે. આવા પ્રકારની અણુધટતી મશ્કરી કરવી એ વિરોધનાં બી વાવવા જેવું છે. કેટલાક પ્રાણુ હરનાર હાસ્યવિનોદ કરનારાની સાધારણ દુષ્ટ વર્તણુંકથી મહા ભયંકર પરિણામ આવે છે, તેવીજ રીતે સહૃદય સાધુ પુરૂષોનાં સામાન્ય કામોથી ઘણાક અનિષ્ટ પ્રસંગોનું નિવારણ થઇ શકે છે. તેની ખાત્રી આ નિચેના ઉદાહરણથી થશે;

એક વખત ગોબરડાંગા નજીક જમનાં નદી બે કાંઠે વહેતી હતી, વરસાદ ખુબ જોરમાં પડવાથી પાણી ખુબ આવ્યું હતું અને પાણી ખુબ જોરથી વ્હેવાથી રેલનો પુલ તુટવાની તૈયારી હતી. ગોબરડાંગાથી મછલનપુર સુધી રેલનો માર્ગ પાણીના પુરથી ભરાઇ ગયો હતો. પુલની નીચે ઇંટો, માટી કે પથ્થરનું કાંઇ નામ નિશાન નહોતું. આ વાતની ખબર રેલ્વેના માણસોને નહતી. તેમ સડક ટુટી જવાની કોઇને ખબર પણ પડી નહોતી તે દિવસે ખુલનાથી એક ટ્રેન ઝપાટા બંધ ચાલતી પુર જોસમાં આવતી હતી. આ વખતે રેલ્વે સડકની પાસેજ એક માછી માછલાં પકડતો હતો. તેણે ગાડીને આવતાં જોઇ અને એકી સાથે હજારો માણુસોના જીવ જોજોતામાં હમણાં જતા રહેશે એ વિચારથી ગાડીને ઉભી રાખવા માટે પોતાને પહેરવાનાં કપડાંની ધજા કરીને સડક આગળ ઉભો રહી હલાવવા મંડયો. પરંતું ડ્રાઇવરે તેના આ સંકેત તરફ લક્ષ આપ્યું નહીં. અને ગાડી તો પુર વેગથી આવતી રહી. આથી માછીએ ધાર્યું કે એક બે મિનીટમાંજ ગાડી મુસાફરોને લઇને હમણાં

નદીમાં પડશે અને હજારો માણસોના જીવ જશે, ત્યારે તેણે પોતાના પ્રાણનો પણ મોહ ન કરતાં ઘણોજ ઉતાવળો રેલ્વેની લાઇન ઉપર આવીને ઉભો રહ્યો, અને કપડાં હલાવીને ગાડી ઉભી રાખવાનો સંકેત કરવા લાગ્યો. ડ્રાઇવરે આ પ્રમાણે રેલ્વેના પાટા ઉપર માણસને ઉભેલો જોઇને ગાડી ઉભી રાખી. જેથી માછીની આ પ્રકારની ધર્મબુદ્ધિ અને દયાવાળી વર્તણુંકથી હજારો માણસોના જીવ બચી ગયા અને હજારો રૂપિયાની ટ્રેન નદીમાં જતી બચી. આ માછીની સહૃદયતા અને સમયાનુસાર કાર્ય કરનારાના જેવાં દૃષ્ટાંતો ઇતિહાસમાં પણ થોડાંજ જોવામાં આવે છે.

કોઇની સાથે વાત કરવામાં પણ એવું ખરાબ વર્તન ન કરવું જોઈએ કે જેથી સાંભળનારાના મનમાં કોઇપણ પ્રકારનો તિરસ્કાર ઉત્પન્ન થાય. મુર્ખ લોકોની મશ્કરી અશ્લીલતાથી ભરેલી હોય છે જેને કોઇ પસંદ કરતા નથી. પરંતુ જેની સાથે તેવી મશ્કરી કરવામાં આવે છે તે ખુશ ન થતાં પોતાનું અપમાન સમજે છે. પરંતુ જે લોકો સુશિક્ષિત છે અને સભ્ય છે તેમણે કરેલું હાસ્ય કે મશ્કરી સર્વનાં હૃદયને પ્રસન્ન કરે છે. સર્વ તેને પસંદ કરે છે. અને કેટલાકને તો તેમાંથી થોડો ઘણો પણ બોધ મળે છે. કદી કદી તો એવી મશ્કરીથી વિનય અને સભ્યતાનો વધુ અનુભવ મળે છે. કેટલાક લોક ધારે છે કે જે વિદ્વાન અને સભ્ય છે તે હંમેશાં ગંભીર ભાવ ધારણ કરીને રહે છે. તે કોઇની સાથે મશ્કરી જનક હાસ્ય વિનોદ કરતા નથી. પરંતુ વિદ્વાનો જેવા પ્રફુલ્લ હૃદય, સરળ વાત કહેવામાં પ્રવીણ, અને સમયાનુસાર બોધક હાસ્યવિનોદ કરવામાં પ્રિય હોય છે તેવા સમાજમાં અન્ય મનુષ્યો હોતા નથી.

સભ્ય પુરૂષોના હાસ્ય વિનોદથી શિક્ષણ મળે છે, બુદ્ધિ વધે છે, અને સુરૂચિ પૂર્ણ પ્રસન્નતા પ્રાપ્ત થાય છે. જો તમે સભ્ય મનુષ્યોની માફક હાસ્ય વિનોદ કરવામાં સમર્થ ન થાવ તો હાસ્ય વિનોદ કરવાની ટેવ છોડી દેવી જોઇએ. જે બીજાને ખરાબ લાગે અને જેથી કોઇના પણ મનમાં વિનોદ ન થતાં તિરસ્કાર ઉત્પન્ન થાય છે તેવા હાસ્ય વિનોદનો ત્યાગ કરો. જે વિનોદથી સાંભળનારના હૃદયમાં હર્ષ ન થાય તેવો વિનોદ શું કામનો ? બીજાના હૃદયમાં દુઃખ ઉત્પન્ન કરીને પોતાના હૃદયમાં આનંદ માનવો એ ઘણુંજ નિંદનિય છે.

---

# मधुर तिरस्कार.




મનું મધુર ભાષણ અને નિશ્ચલ વર્તણુંક સ્વાભાવિક છે, તેનો તિરસ્કાર પણ માધુર્યથી ભરેલો હોય છે. તે એવી રીતે સામા માણસનો તિરસ્કાર કરે છે કે જેથી તેના મનમાં ક્રોધ ઉત્પન્ન થતો નથી પરંતું તેનાથી શિક્ષણ મેળવે છે. કેટલાક લોકો આંખો લાલ કરીને કઠોર વાકયોથી જયારે કોઇને લઢવા બેસે છે ત્યારે તે રૂષ્ટ થઇ જાય છે, અને તેના મનમાં શત્રુતા ઉત્પન્ન થાય છે. પરંતું આ પ્રકારે તિરસ્કાર કરવાનું ફળ વિપરીત થાય છે. એથી જે સજ્જન

છે તે સહસા કોઇને પણ દુઃખ થાય તેવી પ્રવૃત્તિ કરતા નથી, મધુર વચનોથી કોઇનો સત્કાર કરવો એ કઠિન નથી, પરંતુ સભ્યતાપૂર્વક કોઇનો તિરસ્કાર કરવો એ ઘણુંજ કઠિણ છે. સુશિક્ષિત, શાંત પ્રકૃતિના પુરૂષો સિવાય બીજા લોકોને આવો મીઠો તિરસ્કાર કરતાં આવડતો નથી. સજ્જન પુરૂષો મીઠા તિરસ્કારથી કેટલાક દુર્જન માણસોના કઠોર સ્વભાવને કોમળ બનાવી દે છે. તેના આ મધુર તિરસ્કારનું અનુકરણ સર્વેએ કરવું જોઈએ.

એક વખત મેથડિષ્ટ સંપ્રદાયના સંસ્થાપક સુપ્રસિદ્ધ વાસ્લી કોઇ એક ઉંચા દરજ્જાના અધિકારીની સાથે એક ગાડીમાં બેસીને કંઇ જતા હતા. જ્યારે કેટલેક દુર ગયા અને ગાડી બદલવાનો વખત નજીક આવ્યો ત્યારે મહાત્મા વાસ્લીએ તે જુવાન અધિકારીને કહ્યું કે, "હું આપનો સંગાત થવાથી અત્યંત પ્રસન્ન થયો છું. પણ એક વાત માટે મારે આપને પ્રાર્થના કરવી જોઇએ." આ સાભળી યુવક અધિકારીએ કહ્યું " આપ જો કોઇ અનુચિત કામ નહીં બનાવો તો, આપનું વચન પાળવાને હું તૈયાર છું. " આથી વાસ્લીએ કહ્યું, "મારે આપની સાથે હજુ ઘણે દુર સુધી આવવું છે. તેથી આપની આગળ મારી એક ખાસ પ્રાર્થના છે કે, જો હું આપને બેઠેલા ભૂલી જતાં કદાચ અયોગ્ય વર્તણુંક કરૂં કે અશ્લીલ વચનો બોલવા માંડું તો, આપે તેજ વખતે મારો ઘણોજ તિરસ્કાર કરી મને ચેતાવી દેવો જોઇએ." કહેવાની જરૂર નથી કે તે યુવક અધિકારીમાંજ આ પ્રકારનો દોષ હતો.

યુવકે કહ્યું "મને આ ગુણકારી, પરમૌષધરૂપ અને મધુર તિરસ્કાર આપ સિવાય બીજો કોઇ કરી શકત નહિં." તે યુવકે તેજ દિવસ-

થી સાવધાન થઇને પોતાના બંને દોષોને ધીરે ધીરે દૂર કરી દીધા. આ પ્રમાણે મહાપુરૂષોના મધુર તિરસ્કાર પણ ચારિત્ર્ય સુધારી દે છે.

ઉત્તમ ઉપદેશોથી જે કામ સિદ્ધ થતું નથી તે કદી કદી કોમળ તિરસ્કારથી સિદ્ધ થઇ જાય છે, જે કામ અનેક પ્રકારના કઠોર તિરસ્કારથી અને મારઝુડથી સિદ્ધ થતું નથી, તે એક સાધારણ મધુર તિરસ્કારથી સફળ થઇ જાય છે. મધુર તિરસ્કારથી તિરસ્કાર કરનાર માણુસ પર ક્રોધ યા દ્વેષ ઉત્પન્ન ન થતાં શ્રદ્ધા અને ભક્તિનો ઉદય થાય છે. તિરસ્કારની મધુરતા અને કોમળતામાં એવી શક્તિ છે કે જે ઉદ્ધતાઇ અને ક્રોધાંધનાને દુર કરી દે છે. જ્યારે તે માણુસના મનમાં ઉદ્ધતપણું અને ક્રોધનો ભાવ રહેતો નથી ત્યારે તેને લજ્જા આવે છે અને પોતાના દોષોના ઉપર નજર પડતાં મનમાં અને મનમાં પસ્તાવા લાગે છે. પોતાના દોષોના ઉપર તેને તેની મેળેજ તિરસ્કાર ઉત્પન્ન થાય છે.

કોઇએ એમ ન સમજવું કે મધુર તિરસ્કાર, માત્ર મીઠાં વચનથીજ થઇ શકે છે. પરંતું તે ધીર, ગંભીર, સચ્ચરિત્ર, સહૃદય, વ્યક્તિના સ્વભાવિક કોમળ વર્ત્તનથી અને નિર્દયોના પ્રતિ દયાવાળી વર્ત્તણુંકથીજ પ્રકટ થાય છે. આ મહાનુભાવોનાં આ પ્રકારનાં કોમળ આચરણુજ અપ્રકટરૂપે મધુર તિરસ્કારનું રૂપ ધારણુ કરે છે અને તેજ મધુર તિરસ્કારથી તિરસ્કૃતિ કરેલા માણુસોના હૃદયમાં પરમહિતકર ઉપદેશનું કામ કરે છે.



# સપ્તમ્ પરિચ્છેદ.

परगुह्यगुप्तिनिपुणं गुणमयमखिलैः समाहितं नितराम् ।
ललिताम्बरमिव सज्जनमाखवइव दूषयन्ति खलाः ॥१॥

બીજાના અવગુણોને છુપાવનાર, ગુણવાન સજ્જન, જે સુંદર વસ્ત્રોની માફક સર્વને ઉપયોગી છે, તેમને ઉંદરોના જેવા દુષ્ટ લોકો દૂષિત કરે છે. ૧.

कतिपयदिनपरमायुषि मदकारिणि यौवने दुरात्मानः ।
विदधति तथापराधं जन्मैव यथा वृथा भवति ॥ २ ॥

આ જીવન કેટલા દિવસ માટે છે ? તથાપિ દુરાત્મા લોકો જવાનીના જોશમાં આવીને એવા ખોટા કામ કરી બેસે છે કે, જેથી તેમનો મનુષ્ય જન્મ વૃથા થઈ જાય છે. ૨.

विद्या विवादाय धनं मदाय शक्तिः परेषां परिपीडनाय ।
खलस्य साधोर्विपरीतमेतद् ज्ञानाय दानाय च रक्षणाय ॥३॥

દુષ્ટ માણુસોની વિદ્યા, વિનોદને માટે, ધન ગર્વને માટે, અને શક્તિ બીજાઓને સતાવવાને માટે હોય છે, પરંતુ જે સજ્જન છે

તેમની વિદ્યા જ્ઞાનને માટે, ધન દાનને માટે અને શક્તિ બીજાનો ઉદ્ધાર કરવાને માટે હોય છે. ૩

सौजन्य धन्य जनुषः पुरुषाः
परेषां दोषान पास्य गुणमेव गवेषयान्ति ।
त्यक्त्वा भुजङ्गमविषाणि पटीरगर्भात्
सौरभ्यमेव पवनाः परिशीळयन्ति ॥ ५ ॥

જેમ પવન ચન્દનમાં રહેલા સર્પના ઝેરને ગ્રહણ ન કરતાં માત્ર સુગંધનેજ ગ્રહણ કરે છે, તેમ જે સજ્જન પુરૂષો છે, તે બીજાના દોષોને ગ્રહણ ન કરતાં તેમાંથી ગુણનેજ ગ્રહણ કરે છે.

---

# जातीय दुर्बळता.

આપણા દેશમાં સ્વજાતિ પ્રતિદ્વેષ ઘણે ભાગે જોવામાં આવે છે. એવા મનુષ્યોની સંખ્યા ઘણીજ થોડી છે કે જે પોતાની જાતિની પ્રશંસા સાંભળીને પ્રસન્ન અને નિંદા સાંભળીને દુ:ખી થાય છે. બીજાના દોષો ને જોવા યા બીજાની નિંદા કરવી તેને આપણે અંતઃકરણથી યોગ્ય માનતા નથી. તે કોઇ વિરોધથી કરે છે તેમ પણ હોતું નથી. મા પોતાના બાળકને ક્રોધથી મારે છે પરંતુ બીજો કોઇ તેના બાળકને મારવા આવે છે તો તે વખતે તે તેનું રક્ષણ કરે છે. એથી સમજાય છે બાળકના

પ્રતિ માનો ક્રોધ અંતઃકરણ પૂર્વકનો નથી, એજ પ્રમાણે આપણે આપણી જાતિપ્રતિ અંતઃકરણ પૂર્વક દ્વેષ કે ક્રોધ કરવો નહીં જો આપણા દેશનાં સ્ત્રિ-પુરૂષો, બીજાની નિંદા અને નકામા વાદ-વિવાદમાં પોતાના સમયને ન ગુમાવતાં પોતાના જીવનનાં કર્ત્તવ્યોનું પાલન કરે, બીજાના સદ્‌ગુણોને ગ્રહણ કરે અને પોતાની ખરાબ ટેવો તથા દોષોનો ત્યાગ કરી દે તો થોડાજ દિવસોમાં આપણી ઉન્નતિ થઇ શકે.

જે લોક પોતાની ઉન્નતિ અને અવનતિ તથા પોતાના હિતા હિતની વાતનો વિચાર કરતા નથી, તેજ બીજાની વાતો કરીને પોતાના સમયને નકામો ગુમાવી દે છે. જે આળસુ છે, તેમનેજ બીજાનાં ખરાબ કામોની વાતો કરવાનો વખત મળે છે. પરંતું જે લોકો પોતાના કર્તવ્યને કર્યા કરે છે, તેમણે તો પોતાનું કામ પૂરૂં કરવાનોજ વખત પૂરતો હોતો નથી તો પછી બીજાની વાતો કર-વાને ક્યાંથી નવરાશ મળે. સર્વ લોક કદાચ પોત પોતાનાં કર્તવ્યોને યોગ્ય રીતે પાલન કરતા હોય તો પછી તેમને અન્યનાં કલંક શોધ-વાની નવરાશ મળશે નહીં. આપણામાં બીજાનાં છિદ્રો શોધવાની ટેવ પડવાનાં અનેક કારણ છે, પરંતું તેમાં મુખ્ય કારણ સ્વાર્થ પરતાજ છે.પારકી નિંદા કરીને આપણે ગમે તેટલો આનંદ કરીએ છીએ જ્યારે આપણી નિંદા સાંભળીને તો આપણે તેની સાથે લડવાને તૈયાર થઇ જઇએ છીએ. આપણી નિંદાનું યોગ્ય કારણ શોધીને તેને દૂર ન કરતાં આપણે આપણી નિંદાકરનારની સાથે શત્રુતા કરવા તૈયાર થઇએ છીએ.

કાદિ કોઈ આપણી પાસે આવીને પાસેના પાડોશીનું નામ લઇને,

તેની નિંદા કરવા માંડશે તો તે આપણે ઘણીજ પ્રસન્નતાથી સાંભ- ળીશું અને પાડોશીની નિંદા કરનાર આગળ તેમ ન કરવાનું કહેવાને બદલે આપણે પણ થોડું ઉમેરણ કરી અને તેના દોષ સર્વત્ર ફેલા- વવાને માટે તે નિંદા કરનારને ઉત્સાહિત કરીએ છીએ. પરંતુ જો કોઇ આપણને એમ કહે કે ' તમે ખરાબ મહેલ્લામાં રહો છો, તમારા મહેલ્લાની નિંદા જ્યાં ત્યાં સાંભળવામાં આવે છે, તો આપણે તુરત તે વાત ખોટી છે એવું કહીશું. અને તેની સત્યતાને માટે વાદવિવાદ કરવા મચી પડીશું. એજ પ્રકારે કોઇ વિદેશી કોઇ સંમ્પ્રદાય યા કોઇ પ્રદેશની નિંદા કરે છે ત્યારે બીજા સંમ્પ્રદાય કે બીજા દેશના રહેનાર તે ઉપર ધ્યાન આપતા નથી, પરંતુ જો તે દેશના અમુક ભાગનું નામ ન લેતાં આખા દેશની નિંદા કરશે તો તે છાનો માનો બેસી ન રહેતાં પોતાના દેશના દોષો ઉપર ધ્યાન ન આપતાં તેના ગુણને ગાવા લાગશે. આપણે પરસ્પર નિંદાથી આપણું જે- ટલું અહિત કરીએ છીએ તેટલું વિદેશીયોની નિંદાથી આપણું અહિત થતું નથી. હિંસા, દ્વેષ અને નિંદાને વશ થઇને જો એક મનુષ્ય બીજાની નિંદા કરશે તો બંનેનાં નામ ખરાબ દેખાશે. તેવીજ રીતે એક પ્રદેશના લોકો બીજા પ્રદેશવાસીયોની અને એક સંપ્રદાયના લોકો બીજા સંપ્રદાયની પરસ્પર નિંદા કરે, તોપછી આખો દેશ નિંદાથી ભરાઇ જશે. જેથી નિંદાને દેશની ભયંકર શત્રુ માનવી જોઇએ. જ્યારે આપણેજ આપણા દેશની નિંદા કરીશું, આપણેજ આપણી જાતિના દોષોને જોઈ હસીશું ત્યારે બીજા લોકો આપણી નિંદા કરવાનું કેમ ચુકશે ? આપણેજ આપણી જાતિની, દેશની કે સંપ્રદાયની નિંદા કરીશું તો બીજા પણ આપણી નિંદા કરે તેમાં નવાઈ શી ?

પ્રતિષ્ટિત મનુષ્યોના ગુણુની પ્રશંસા તો જરૂર કરવીજ જોઇએ. પરંતુ તેમના સામાન્ય દોષો પ્રતિ ન જોવું એ ઘણુંજ મહત્વનું છે. આજકાલ એવા ઘણુાક છિદ્રો શોધનારા છે કે જે બીજાના અનેક ગુણોની તરફ ન જોતાં તેમના સામાન્ય દોષોની વાત લઇને તેમને દોષવાન ઠરાવે છે, અને પ્રશંસાને બદલે તેમની નિંદા કરે છે. ખેદનો વિષય તો એ છે કે આપણે આપણા મહત્વને ગુમાવી બેઠા છીએ. સ્વાર્થપરતાએ આપણા એ મહત્વને પોતાના અધિકારમાં લઇ લીધું છે. જ્યાં સુધી આપણામાં સ્વાર્થપરતાની પ્રબળતા રહેશે ત્યાં સુધી આપણે મહત્વનું કોઇપણ કામ કરી શકવાના નથી.

બીજા દેશના લોકો હંમેશાં પોતાના કામોમાં મંડયા રહે છે અને પોતાની ઉન્નતિનો વિચાર કર્યા કરે છે, પરંતું આપણે આળસમાં સમય ગુમાવવો તેનેજ સુખ સમજી બેઠા છીએ. જે લોકો ને પોતાના જીવન નિર્વાહને માટે જોઇતી સંમ્પત્તિ મળી ગઇ એટલે પછી તે સમજે છે કે સંસારમાં તેમને કરવા યોગ્ય કોઇ કામજ નથી; તેમને કોઇપણ પ્રકારનો ઉદ્યમ કરવાની જરૂર લાગતી નથી. કોઇપણ પ્રકારની મહેનત આપનાર વેપાર કરવો તે તેમને માટે તો ઘણુંજ લજ્જા આપનાર હોય છે. જે માણુસો સરકારી નોકરી કરે છે, તે લોકો ધારે છે કે ક્યારે પેન્શન મળે, દૈવયોગે મુદત પુરી થતાં જ્યાં પેન્શન મળ્યું કે તે સર્વે કામોને કરવાં છોડી દે છે. અને આરામથી પોતાના જીવનનો બાકીનો ભાગ વિતાવા માંડે છે. પરતું જ્યારે કોઇ અંગ્રેજ અધિકારીને પેન્શન મળે છે, ત્યારે તે છાનો માનો બેસીને આરામ ન કરતાં ઘણાજ ઉત્સાહથી બીજા કોઇ લાભકારક ધંધાને કરવા મંડે છે. તે પ્રયત્ન કરવો તેનેજ

સુખનું સાધન માને છે. અને તેમાંજ તેમને પૂરો આનંદ મળે છે.

આળસુ હોવાનું એક કારણ શરીરની દુર્બળતા પણ છે. જેમનું શરીર બળવાન નથી તે ઘણે ભાગે આળસને શરણે જાય છે. એવી દુર્બળતાના દોષથી આપણને નિરૂત્સાહ થઇને છાનામાના બેસી રહેવાની વાત પસંદ આવે છે. અને તેથીજ મહેનત કરવાથી શરીરને બચાવીએ છીએ અને કામ કરવાની વાતથી દુર નાસીએ છીએ.

જ્ઞાન પ્રાપ્ત કરવાની આપણી ઇચ્છા જેમ જેમ ક્ષીણ થાય છે તેમ તેમ કુસંસ્કાર અને અજ્ઞાનતા વિગેરે દોષોની વૃદ્ધિ થાય છે. જે લોક વેપાર કરે છે તે રાતદિવસ પોતાની આવક ખર્ચ અને નફાતોટાની ચિંતામાં મગ્ન રહે છે, તેમને આધ્યાત્મિક બળ તથા પોતાના દેશના કલ્યાણની વાતોનો વિચાર કરવાનો વખત મળતો નથી. જે લોક ધનવાન છે, હંમેશાં ભોગ વિલાસમાં નિમગ્ન રહે છે, અને સરકાર પાસે પદ્વિ મેળવવાની લાલસા રાખ્યાં કરે છે. તેમનું સર્વ કામ બીજાના આધારે ચાલતું હોય છે. બીજાની મદદ વગર તેમનુ એક પણ કામ થતું નથી. તેને હંમેશનાં ખાસ જરૂરનાં કામોમાંથી જે વખત બચે છે તેને તે હાસ્ય વિનોદમાં ગાળે છે. તે પોતાના ધન અને સમય બંનેને નકામો ગુમાવી દે છે. કાંઇ બધા ધનવાનો એવા હોતા નથી. હાલ પણ ઘણાય દેશના સાચા હિતૈષી મહાનુભાવ છે કે જે ધન અને સમયને નકામો ગુમાવતા નથી. પરંતુ એવા ઉદાર પુરૂષોની સંખ્યા જ્યાં સુધી વધશે નહીં ત્યાં સુધી આપણી ઉન્નતિ થવાની નથી.

હૃદયની દુર્બળતા જેમ આપણને બીજાના ગુણ દોષની વાત કરવામાં દોરે છે તેવીજ રીતે આત્માભિમાન પણ આપણને બી-

જાના દોષોની વાતો કરવાને દોરે છે. હલકા હૃદયનો મનુષ્ય પોતાની ચરિત્રગત ક્ષુદ્રતા દરેક માણસમાં જુવે છે, અને તેની વાતો કરીને પોતાની હલકાઇ છુપાવવાનો પ્રયત્ન કરે છે;પરંતુ તે મૂર્ખ એમ નથીં સમજતો કે એક મનુષ્યની હીનતા અને નિંદાની વાત બીજાના આગળ પ્રકટ કરવાથી શો લાભ ? જ્યારે આપણે એક દેશના અથવા એક જાતિના છીએ ત્યારે આપણે આપણા દેશવાસીયોની, પોતાની સ્વજાતિની નિંદા, તે આપણીજ નિંદા થઇ. પરતું હલકા હૃદયવાળા મનુષ્યો એવું સમજતા નથી. તે દેશ અને જાતિ સર્વથી પોતાને જુદા માને છે અને તેમાંજ તે પોતાની મોટાઇ માને છે.

ઇર્ષ્યા અને શંકાથી ધંધામાં ઘણીજ અડચણો પડે છે, જેમ પરસ્પર એક બીજાના પર વિશ્વાસ ન કરવાથી જાતિ સંબંધી ઐક્ય ભાવ સમૂળગો નષ્ટ થઇ જાય છે. તેમ જે દેશમાં જાતિય સદ્‌ભાવનો અભાવ છે ત્યાં દીનતાનો પ્રભાવ દિવસે દિવસે કેમ ન વધે ? જ્યાં સુધી સર્વ લોક સ્વાર્થભાવનો ત્યાગ નહીં કરે ત્યાં સુધી આપણી દશા સુધરી શકવાનો નથી. જ્યાં સુધી આપણે આપણા અભિમાનનો ત્યાગ કરીને સ્વાર્થને તિલાંજલી આપીશું નહીં, સ્વજાતિના મનુષ્યોની સાથે પ્રેમ અને વિશ્વાસ કરવાનું શીખીશું નહીં ત્યાં સુધી આપણી દીનદશા અને આપણી દુર્બળતા દૂર થવાની નથી.

જેમ કોઈ પ્રતિષ્ઠિત માણસને સારૂં કામ કરતો જોઈને આપણને હર્ષ થાય છે, તેવીજ રીતે કોઈ સારા માણસને આળસના ખોળામાં સુતેલો જોઇને આપણને અયોગ્ય જ લાગશે. એ મનુષ્યોનો એક સ્વાભાવિક ધર્મ છે. સારૂં કામ ગમે તેવું નાનું હોય છે તોપણ તેમાં અવશ્ય મહત્વ રહેલું છે. ધારો કે કોઈ ધનવાને

કોઈ દવાખાનાને મદદ કરવાને માટે એક હજાર રૂપિયા આપ્યા તેથી તેનું લોકોમાં મહત્વ ગણાયું, જ્યારે કોઇ દરિદ્ર અનાથ બાળક સડક ઉપર ભૂખે વ્યાકુળ થઈ રડી રહ્યું હોય, તેને ઉઠાડીને જો કોઇ માણસ તેના હાથમાં બે પૈસા દયાપૂર્વક મૂકે તો તેથી શું તેનું મહત્વ નહીં ગણાય ? ઇશ્વરની સૃષ્ટિમાં મનુષ્યો બીજા પ્રાણિયો કરતાં ઉત્તમ ગણાય છે. જ્યારે આ જગતમાંનાં નાનામાં નાનાં કીડી, મંકોડી જેવાં જંતુઓ પણ કોઈને કોઇ પણ કામમાં હંમેશાં મંડયાંજ રહે છે, તો આપણે કાંઇ પણ ન કરતાં આળસમાં પડયા રહેવું એ યોગ્ય છે ?

મનુષ્ય જ્યાં સુધી કોઇ પણ કામમાં પ્રવૃત્ત થતો નથી ત્યાં સુધી તેના હૃદયનો પૂર્ણ રૂપે વિકાસ થતો નથી. જ્યારે પરિશ્રમ રૂપી અગ્નિ હૃદયમાં બળવા માંડે છે ત્યારે સારી ખોટી સર્વ પ્રવૃત્તિયો લાકડાંની માફક બળીને રાખ થઈ જાય છે. આપણે જ્યારે આળસને આધિન થઇએ છીએ ત્યારે આપણી ચિત્તવૃત્તિ ખરાબ કામોની તરફ વળે છે. અને ત્યારેજ બીજાની નિંદા, મિથ્યા વિવાદ, અને હાસ્યમશ્કરી વિગેરે અનુચિત કામ કરવાનો આપણને વખત મળે છે. આપણે જો આળસને દુર કરી દઇએ તો સહજમાંજ ભવિષ્યની ઉન્નતિ પ્રાપ્ત થઇ શકે છે.

આપણા સર્વ પ્રકારની ઉન્નતિના માર્ગમાં આળસજ કંટક રૂપ છે. આપણી સમસ્ત દુર્બળતાઓનુ કારણ આળસજ છે. આળસુ લોકજ બીજાની નિંદા કરે છે; જે લોકો આળસ રહિત છે, કર્મવીર છે, તેમને એવી ખોટી નિંદાનો વખત કયાં છે, કે તે નિંદા કરે. જે લોક અકર્મણ્ય છે, આળસુ છે, તેજ બીજાની નિંદા કર-

વાની સાથે સાથે આત્મપ્રશંસા કરવાને પણ ચૂકતા નથી.

જે દેશમાં શક્તિ, સામર્થ્ય, કાર્યદક્ષતા, નિરાલસ્ય, દઢ પ્રતિજ્ઞા, આશા, ઉત્સાહ, અને જાતિપ્રિયતા છે, ત્યાંના રહેવાસિયોના મુખમાંથી ઘણુ ભાગે તેવીજ વાતો થાય છે. પરંતુ આપણા દેશમાં તો દરેક સ્થળે વાતચિત્તમાં આળસ, અશકયતા, અપ્રસન્નતા, નિરૂદ્યોગિતા, અને નિરાશાના ભાવની વાતો થયાં કરે છે. પરસ્પર સહાનુભૂતિ ન હોવાને લીધેજ લોકો ઘણી વખત કહે છે કે, ‘ગયો તો છો ગયો, જવા દો, એમાં આપણું શું બગડવાનું છે,” વળી લોક કહે છે કે, “મરવું એ ઘણું સારૂં છે. જીવીને શું કરવું.” મને તો હવે આ સંસારમાં રહેવું જ ગમતું નથી. “સર્વ છોડીને સંન્યાસી થઇ જવું સારૂં છે.”

આપણા સમાજમાં નિરાશા, આળસ, નિરૂદ્યમતા અને અસંતોષ વિગેરે અવગુણ દિવસે દિવસે વધતોજ જાય છે. “હું અશક્ત છું, મારાથી તે કામ થઈ શકશે નહીં” આવી વાત કોઇ ધોળા વાળ થઇ ગયા હોય, અને ચામડીની કરચલી વળી ગઇ હોય, આંખોએ ઝાંખ આવી હોય, દાંત બિલકુલ તુટી ગયા હોય, અને કાને ઓછુ સંભળાતું હોય એવા કોઇ જીર્ણ થઇ ગયેલા વૃદ્ધને મોંઢેથી સાંભળવામાં આવે તો તો જુદી વાત છે; પરંતુ એવી વાત કોઇ બુદ્ધિમાન યુવકના મુખેથી સાંભળવામાં આવે તો તે કેવી રીતે સાંભળી શકાય. સાધારણ કામોમાં પણ કહે છે કે ‘એ મારાથી નહીં બની શકે.’

આમ કહી પોતે આળસનો આશરો લે છે. કેટલાક લોક પોતાની ઇચ્છા પુરી ન થવાથી અથવા તો કોઈ કામમાં સફળતા

ન મળવાથી નિરૂત્સાહ થઇને ઉદ્યમ કરવો છોડી દે છે. જ્યારે આળસ આવીને તેને ઘેરી લે છે ત્યારે દૈવને ભરોસે માથે હાથ દઇને બેસી રહે છે, અને કહ્યાં કરે છે કે, " જે દૈવ કરશે તે ખરૂં. " આમ નિસાસા નાંખવાથી તેનું કોઇપણ કામ સિદ્ધ થતું નથી. પરંતુ તેનુ' બીજાઓ અનુકરણ કરીને તેના જેવા બને છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, ભાગ્ય અને અભાગ્ય બંને પોતાના જ હાથમાં છે, માણસ જેવો ઉદ્યોગ કરે છે તેવા જ ફળને મેળવે છે. ઘણા મનુષ્યો થોડી ઘણી મહેનત કરીને અધિક ફળને મેળવવાની ઇચ્છા કરે છે, પણ તે અસંભવિત છે. અને જેથી ઇચ્છાનુસાર ફળ ન મળવાથી ખેદ કરે છે, અને ક્ષુબ્ધ થાય છે. પરંતુ એવો વિચાર કરતા નથી કે આપણે કેટલી મહેનત કરી હતી અને ફળ કેટલું મળ્યું. આ કર્મક્ષેત્ર સંસારમાં જો આપણે મહાપુરૂષોના બતાવેલા માર્ગે ચાલીએ, શુદ્ધ નિષ્ટાથી પોતાના કર્તવ્યનું પાલન કરીએ અને આશા થોડી રાખીએ તો જરૂર ઇપ્સિત ફળને મેળવી શકીશુંજ. કોઇપણ માણસે મોઢેથી એમ ન કહેવું કે મારાથી એ કામ નહીં બને, હું તે કામ કરવાને અસમર્થ છું.



# अशक्यता.



આપણે અધ્યવસાય, દઢપ્રતિજ્ઞા અને આત્મશ્રદ્ધાના અભાવથી ઘણીવાર કર્ત્તવ્યપાલન કરવામાં અસમર્થ થઇને કર્ત્તવ્ય ભ્રષ્ટતાના દોષી થઇએ છીએ. કર્ત્તવ્યમાં જ્યાં સાધારણ સરખું પણ વિઘ્ન આવી પડયું કે ત્યાં આપણે આગળ ન વધતાં પાછળ પડીએ છીએ, કર્તવ્ય પાલનના સંકલ્પને પણ ભૂલી જઇએ છીએ, અને આપણા સાહસ બળનો ત્યાગ કરી દઇએ છીએ. આપણાં શારીરિકબળ અને માનસિક શક્તિ, ઉન્નતિ શીલ અંગરેજ લોકોના કરતાં ઓછી નથી. પરંતુ આપણે તેને યોગ્ય પ્રકારે વર્તનમાં ઉતારી શકતા નથી. આપણો ઉત્સાહ કેટલાક વખત પછી વિકાસોન્મુખ થઇને કરમઇ જાય છે. કોઇ પોતાની શક્તિનો નાનપણમાં, કોઇ યુવાવસ્થામાં અને કોઈ વૃદ્ધાવસ્થામાં વિકાસ કરી શકે છે. ગમે તેવો વિષય હશે તો પણ તેના ઉપર અધિક વખત સુધી આપણું ચિત્ત સ્થિર થઇ શકતું નથી. આપણે કોઇ કામ કરવાનો આરંભ કરીએ છીએ ત્યારે પ્રથમ તો અસાધારણ પરિશ્રમથી, પૂર્ણ ઉત્સાહ અને ઘણી જ સ્પૃહાની સાથે કામ કરીએ છીએ. પરંતુ ખેદની સાથે કહેવું પડે છે કે, થોડાજ દિવસો પછી આપણો સઘળો ઉત્સાહ અને પ્રયત્ન શિથિલ થઇ જાય છે, અને અંતે જે ઉદ્દેશથી તે કામ કરવાનું હતું તેને ભૂલીને એકામ મારાથી નહીં થાય, અમે તેને પૂર્ણ નહીં કરી શકીએ, કહીને આપણે બીજાં

કામ કરવાને પ્રવૃત્ત થઇએ છીએ. વિજળીની માફક થોડા વખતને માટે ઉદ્યમશીલતા યા ઉત્સાહ, એક કામ પુરૂ થતાં ન થતાં તો બીજાં કામ કરવા તરફ વળવું, એક સાધારણ કામમાં પ્રવૃત્ત થઇને નાનાં બાળકોની માફક " અમારાથી કરી શકાશે નહીં " એમ કહી પ્રયત્નને મુકી દઇ કામ કરવાના નિશ્ચયનો ત્યાગ કરવો, એ શું આપણી દુર્બળતા નથી ? કોઈ કામમાં જ્યાં એકવાર નિષ્ફળ થયા કે તે ઉપર ફરી નજર પણ ન નાંખવી, બે વાર પ્રયત્ન કરતાં કદાચ કોઇ કામ ન કરી શકયા તો તે કામ કરવા ત્રીજીવાર પ્રયત્ન કરતા નથી. જે કામ દસવાર નિષ્ફળ જતાં સોવાર કરવા તૈયાર થશે, જે સોવાર કરતાં સિદ્ધ ન થાય તો હજારવાર કરવા યત્ન કરશે, એ કામને તો અમે જરૂર પુરૂં કરીશુંજ, કામ પુરૂં કર્યાં વગર છોડીશુંજ નહીં, અમે જરૂર તેને સિદ્ધ કરીશુંજ, " આ પ્રકારની દૃઢ પ્રતિજ્ઞા કરનારાની સંખ્યા ઘણીજ થોડી છે. જયાં આપણે દૃઢ પ્રતિજ્ઞાશાળી થઇશું નહીં ત્યાં સુધી કાર્ય સિદ્ધિના રહેલા ઉપાયો આપણા હાથમાં આવવાના નહીંજ.



# उत्साह.



દૃઢપ્રતિજ્ઞા, અધ્યવસાય, આત્મશ્રદ્ધા અને ઉદ્યોગ પરતાથી મનુષ્ય શું નથી કરી શકતો ? જો તમે બરોબર પ્રયત્ન કરતા રહેશો તો જે કામ તમને આજે અસાધ્ય જણાતું હશે તે તમને કાલે સુસાધ્ય જણાશે. એ સંબંધી એક દૃષ્ટાંત આપીએ છીએ. મુગ્ધબોધ વ્યાકરણના રચનાર પ્રસિદ્ધ વૈયાકરણ **બોપદેવ** નાનપણમાં ઘણાજ મંદબુદ્ધિ વાળા હતા. તેમને પોતાનો પાઠ વારંવાર અભ્યાસ કરવા છતાં પણ યાદ રહેતો નહીં, પરંતું નમ્ર સ્વભાવથી તે ગુરૂદેવના વધુ કૃપા પાત્ર હતા. બોપદેવે ઘણોજ પ્રયત્ન કરીને ઘણા દિવસો સુધી વ્યાકરણના ગ્રંથોનો અભ્યાસ કર્યો, પણ તેમને કાંઇ આવડયું નહીં. તેની જોડે ભણનારાઓ સર્વ શબ્દશાસ્ત્રમાં વિદ્વાન થઇ ગયા, પરંતું તે કાંઇ પણ શીખી શકયા નહીં. તેથી તે અને તેના ગુરૂદેવ બંને ક્ષુબ્ધ થયા. એક દિવસ ગુરૂએ ભણાવતી વખતે મધુરવચન વડે બોપદેવને ઠપકો આપ્યા. એથી બોપદેવના મનમાં લજ્જાની સાથે સાથે ઘણીજ ગ્લાનિ પેદા થઇ. તે મનમાંને મનમાં વિચાર કરવા લાગ્યો કે, " આટલા દિવસોથી આટલી બધી મહેનત કરવા છતાં પણ કાંઇ આવડયું નહીં, તો હવે શું આવડવાનું છે. એવો વિચાર કરીને છાના માનો પાઠશાળામાંથી ઉઠી ગયો અને ઉદાસ થઇને આમતેમ ફરવા માંડયું. ગુરૂ પોતાના પ્રિય વિદ્યાર્થીના વિયોગથી ઘણાજ દુઃખી થયા, અને સમજયા કે ઠપકો આપ્યાથી તે નાસી ગયો છે.

આ તરફ બોપદેવ ચાલતાં ચાલતાં થાકી જવાથી એક ગામના કિનારે સરોવરની પાસેના એક ઝાડની તળે બેઠો. કેટલીક વાર પછી તેણે જોયું તો એક યુવતિ સરોવરના કિનારે એક પત્થર ઉપર પાણી ભરેલો માટીનો ઘડો મૂકીને સરોવરમાં ન્હાવા લાગી. સ્નાન કરી રહ્યા પછી તે તે ઘડાને લઇને પોતાને ઘેર ગઇ. તે ઘડો જે પત્થર ઉપર મૂકયો હતો, ત્યાં રોજ ઘડો મૂકવાથી તેમાં ઘડાના ઘસારાથી થોડોક ખાડો પડયો હતો, એ જોઇને બોપદેવના મનમાં એક નવિન ભાવ ઉત્પન્ન થયો. તે કેટલીકવાર મનમાં વિચાર કરીને ત્યાંથી ઉઠયો, અને પ્રસન્નવદને ગુરૂને ઘેર પાછો ગયો. ગુરૂજી પોતાના પ્રિય શિષ્યને જોઇને અત્યંત પ્રસન્ન થયા અને તેમણે તેનું ઘણુંજ હર્ષથી સ્વાગત કર્યું. જયારે બોપદેવ સ્વસ્ત થયા ત્યારે તેમને ગુરૂજીએ હર્ષથી ગદગદ સ્વરે, આ પ્રકારે માનસિક પરિવર્તનનું કારણ પૂછયું. બોપદેવે સઘળી વાત કહી સંભળાવી. અને કહ્યું, ગુરૂજી, હંમેશાંના ઘસારાનું ફળ નજરે જોવાથી મને એ ઉપદેશ મળ્યો કે માટીના ઘડાથી ઘસતાં ઘસતાં જયારે કઠણ પત્થર પણ ઘસાયેલો મેં મારી નજરે જોયો, ત્યારે વિચાર થયો કે વારંવાર અધ્યયન કરવાથી અને લાગલગાટ મહેનત કરવાથી મારી બુદ્ધિ અને સ્મરણશક્તિ તીક્ષ્ણ અને પરિષ્કૃત કેમ નહીં થાય ?" એ દિવસથી બોપદેવ ખુબ જીવ રાખીને અસાધારણ મહેનત અને અભ્યાસ સાથે વ્યાકરણ ભણવા લાગ્યા. પ્રથમના મંદ સંસ્કાર જતા રહ્યા. હવે તેમને પ્રત્યેક સૂત્રનો ભાવ સારી રીતે સમજાવા માંડયો. થોડાજ દિવસોમાં બોપદેવે વ્યાકરણ શાસ્ત્રમાં અસાધારણ યોગ્યતા પ્રાપ્ત કરી લીધી. બોપ

દેવને પાણિનિનું વ્યાકરણ ઘણુંજ મોટું અને દુરગમ્ય જણાવાથી તેમણે સુગમ મુગ્ધબોધ નામનું વ્યાકરણ બનાવ્યું. બોપદેવ તે ગ્રંથ બનાવીને પોતાનું નામ અમર કરી ગયા છે. જો તે સૂત્રોનું વિવરણ પોતે ન લખી ગયા હોત, તો તેનું તાત્પર્ય આજે કેટલાક વિદ્વાનોના સમજવામાં ન આવત. બોપદેવનું બનાવેલું મુગ્ધબોધ વ્યાકરણ સુગમ હોવાથી સર્વને પસંદ આવ્યું અને તેથી તેનો અધિક પ્રચાર થયો. જે વ્યાકરણની ટીકા લખવાથી રામતર્કવાગીશ જેવા વિદ્વાનોએ અસાધારણ પાંડિત્યની પ્રતિષ્ટા મેળવી છે, તે મુગ્ધબોધ બોપદેવે મંદબુદ્ધિના બાળકોને માટે લખ્યું હતું. " હવે મને કાંઇ નહીં આવડે ' એમ કહીને જે પાઠશાળાનો ત્યાગ કરીને ચાલ્યા ગયા હતા, જે પોતાની મંદબુદ્ધિને લીધે ગુરૂના ઠપકાપાત્ર થયા હતા, તેમણે ફરી પરિશ્રમ કરીને કેવી યોગ્યતા પ્રાપ્ત કરી છે તેનો વિચાર કરવો જોઇએ. વારંવાર અધ્યયન કરવાનો કેવો અદ્દભૂત પ્રભાવ છે ! વારંવાર અભ્યાસ કરવાનો ચમત્કાર કેવો વિલક્ષણ છે ! આત્મશ્રદ્ધા અને દૃઢ પ્રતિજ્ઞાની કેવી અસાધારણ શક્તિ છે !

માર્કિન યુક્ત રાજ્યના પ્રેસીડેંટ ગારફીલ્ડ ઘણાજ સ્વતંત્ર ચિત્તના મનુષ્ય હતા. " મારાથી એ કામ નહીં થઇ શકે " એવું વાકય તેમના મોંમાંથી નીકળતું કદી કોઇએ સાંભળ્યું નહોતું. એક વાર તેના ઉપર એક અત્યંત કઠણ કામનો બોજો આવી પડયો, ત્યારે તેની માએ તેને કહ્યું કે, " જેમ્સ જે કામ કરવું હોય, તે કામ થશે કે નહીં તેનો પ્રથમ વિચાર કરી લેવો જોઇએ, " અને તે નક્કી થતાં સમજજો કે તમારૂં અર્ધું કામ થઇ ગયું. જેમ્સ પોતાની માના આ ઉપદેશ અને ઉત્સાહ વાકયને પોતાના જીવનમાં કદી પણ

ભૂલ્યો નહીં. તે પોતાની માતાનો મહાભક્ત હતો. માતૃભક્તિએજ તેને સંસારમાં આટલો ઉન્નતિના પદ ઉપર પહોંચાડયો હતો. તેની પાસે પોતાની ઉન્નતિના માર્ગને સુગમ કરવાને માટે કાંઇ પણ સામગ્રી નહોતી. તેણે નાનપણુમાં પોતાના દિવસો ઘણાજ કષ્ટથી કાઢયા હતા, પરંતુ તે પોતાના ઉદ્યોગ અને બુદ્ધિથી દરિદ્રનો બાળક હોવા છતાં પણ સર્વથી ઉચ્ચપદને મેળવવાને ભાગ્યશાળી થયો હતો. તે આત્મશ્રદ્ધાના ગુણથી કઠિનમાં કઠિન કામ કરવામાં પણ સમર્થ થયો હતો. તેના વિશુદ્ધ ચરિત્રે અને તેની માતૃ ભક્તિએ તો તેની સર્વ ખામીને દુર કરીને તેના હૃદયમાં અસાધારણ શક્તિનો સંચય કરી દીધો હતો.

જે કોઈ સારા કામમાં પ્રવૃત્ત થાય છે, તેની મદદ ઇશ્વર કરે છે. એવો ઉપદેશ માના મુખથી નાનપણુમાં માતૃભક્ત ગારફીલ્ડના સાંભળવામાં બરોબર આવતો હતો. આ ઉપદેશને તે કદી પણ ભૂલ્યો નહોતો.

---

# ઉચ્ચ લક્ષ્યબિંદુ.



લક્ષ્ય સ્થાનથી કાંઇક આગળ દષ્ટિને સ્થાપો, નહીં તો લક્ષ્ય ભ્રષ્ટ થશો. આ વાકયને સારી રીતે સમજીને કામ કરવાથી ઘણે ભાગે નિષ્ફળતા મળતી નથી. તમે ગમે તેવી અવસ્થામાં હો તોપણ જો આ વાકયાનુસાર કામ કરશો તો પોતાના ઇપ્સિત પદાર્થોને જરૂર પૂરા કરી શકશોજ. શિક્ષણ,

જુનર ઉદ્યોગ, વેપાર વિગેરે ઉચ્ચ ધંધાની તો વાતજ શી, પણ સાધારણ વાતોમાંજ તેની સત્યતાનું પ્રમાણ મળી જાય છે, જેમકે સરખી જમીન કરતાં જરા ઉંચે ચઢીને જોવાથી બીજાના કરતાં જરૂર કાંઇક અધિક જોઇ શકાય છે.

સાધારણ રીતે જે બાળકો ભણવામાં હોંશિયાર હોય છે તેનો નંબર પહેલો રહે છે, અને જેની પાસે શિખવાની બીજા વિદ્યાર્થીઓ આશા રાખે છે. અને તેની માફક પહેલે નંબર રાખવાને માટે બીજા તેનું અનુકરણ કરીને અભ્યાસ વધારે કરે છે, જ્યારે તે તેનું અનુકરણ કરી પહેલે નંબર આવવા ઇચ્છા રાખે છે ત્યારે પહેલા નંબરવાળો વિદ્યાર્થી પાસ થઇ બીજા કલાસમાં જવાની ઇચ્છા રાખે છે. આ પ્રકારે જે માણસ પોતાના લક્ષ્યને આગળ અને આગળ વધાર્યા કરે છે તેઓ હંમેશાં બીજાને અનુકરણ કરવા યોગ્ય બને છે અને પોતાના કાર્યની સિદ્ધિ કરી શકે છે.

એક કૉલેજમાં નારાયણ અને રામચંદ્ર બે વિદ્યાર્થી એકજ વર્ગમાં ભણતા હતા. બંને વિદ્યાર્થી દરવર્ષે પહેલે અને બીજે નંબરે પાસ થતા હતા. તેમની બરોબર અભ્યાસ તેમની સાથેના વિદ્યાર્થી કરી શકતા નહોતા. તે બંનેની કદાચ ભૂલ થતી તો તેમના શિક્ષકો તે માફ કરી દેતા હતા. તે વર્ગમાં બીજા સાત આઠ વિદ્યાર્થી જરા સારો અભ્યાસ કરતા હતા, તે સર્વે વિદ્યાર્થી કરતાં બુદ્ધિમાન અને પરિશ્રમી હતા, પરંતું નારાયણ અને રામચંદ્ર બરાબરી નહીં કરી શકવાથી તેમનામાં ઇર્ષ્યા ઉત્પન્ન થઇ. અને તેથી પોતાના અભ્યાસની ખામીને દુર કરીને પરીક્ષામાં આ બંને કરતાં ઉંચા નંબરે પાસ થવાનો વિચાર કર્યો. તેઓએ ધાર્યું કે, આપણે આટલી

મહેનત કરીએ છીએ, જીવ રાખીને આપણો અભ્યાસ કરીએ છીએ પરીક્ષાની વખતે સર્વ પ્રશ્નોના બરોબર ઉત્તર આપીએ છીએ, તોપણ કોણ જાણે કેમ નારાયણ અને રામચંદ્રજ ઉપરના નંબરે પાસ થાય છે. આ એના ઉપર શિક્ષકોની વધુ કૃપા હોવાથી તે પરીક્ષામાં ઉંચે નંબરે પાસ થાય છે. નહીં તો અમે પણ સવાલોના જવાબો કાંઇ તેમના કરતાં ખોટા આપતા નથી. આ પ્રકારે ઇર્ષ્યા યુક્ત વિચાર અને તર્કવિતર્કમાં તેમણે ભણવાનો કેટલોક વખત નકામો ગુમાવી દીધો તે વિદ્યાર્થીમાં એક વિનયકુમાર નામનો વિદ્યાર્થી બુદ્ધિમાન હતો તેણે ધાર્યું કે, નરોત્તમ અને રામચંદ્ર દરવર્ષે પરીક્ષામાં પહેલે અને બીજે નંબરે પાસ થાય છે, તેનું કારણ શું ? તેમને મહેતાજી એટલું માન કેમ આપે છે ? તેનું કાંઇ કારણ તો હશેજ. પ્રથમ તે કારણ ને જાણવું જોઇએ. એમ વિચારી વિનય દરરોજ રામચંદ્ર અને નરોત્તમનાં દરેક કામ, વાતચિત અને ચાલ ચલકત તરફ ધ્યાન પૂર્વક જોવા લાગ્યો. અને તેથી એ બંનેની સાથે તેણે પોતાનો સંબંધ બાંધ્યો. અને કયા વખતે કયું કામ કરે છે, કેટલો વખત અભ્યાસ કરે છે, કેટલો વખત રમવામાં ગાળે છે, અને રજાને દિવસે કેવી રીતે વખત ગાળે છે, તે સર્વનો તેને પત્તો મળી ગયો. જ્યારે તે બંનેની રીત ભાત તેના જાણવામાં બરોબર આવી ગઇ ત્યારે તે એક દિવસ પોતાને ત્યાં બેસી એકાગ્ર મનથી વિચાર કરવા લાગ્યો કે, જે રીતે હું અભ્યાસ કરૂં છું તે રીતે અભ્યાસ કરવાથી હું આગળ નંબર લાવી શકવાનો નહીં, પણ નરોત્તમ અને રામચંદ્ર જે રીતે અભ્યાસ કરે છે, તે રીતે અભ્યાસ કરવાથીજ શ્રેય થઇ શકે તેમ છે. બંને પોતાના એક

ક્ષણ પણ વખતને નકામો ગુમાવતા નથી, કામના વખતે પોતાનું કર્ત્તવ્ય ભૂલીને કદીપણ કોઇની સાથે વાતચીત પણ કરતા નથી. અમારામાં એ બંનેના જેવો વિનય, મધુરવચન, અને સહિષ્ણુતા દેખાઇ આવતી નથી. તેઓ દર વર્ષે ઉંચે નંબરે પાસ થાય અને મહેતાજીના કૃપા પાત્ર બને તેમાં કાંઇ આશ્ચર્યની વાત નથી. હવે તેનું કારણ મને સમજાયું છે. હવે મારે નિરાશ થવાનું કારણનથી. હવે ઉપરનાં વાક્યો, " લક્ષ્ય બિંદુની આગળ નિશાન ધારો, નહીં તો લક્ષ્યને ભેદી શકશો નહી, " એનેજ મારા મૂળ મંત્રરૂપ બનાવીશ. આવેગમાં આવી વિનયે તેજ ઘડીએ પણ લીધું કે જરૂર નરોત્તમ અને રામચંદ્ર કરતાં હું મારી યોગ્યતા વધારી બતાવીશજ. તે પોતાની પ્રતિજ્ઞાઅનુસાર તે બંનેના કરતાં વધુ શિષ્ટ, વધુ વિનયી, વધુ પરિશ્રમી, કર્ત્તવ્યપરાયણ અને સહિષ્ણુ થઇને, અને લક્ષ્યસ્થાનથી આગળ દૃષ્ટિ સ્થિર રાખીને ધીરે ધીરે અગ્રેસર થવા લાગ્યો. વિનય કે જે આ પ્રકારે ઉન્નતિના માર્ગે અગ્રેસર થઇ રહ્યો હતો અને એક ઉચ્ચ આદર્શ અનુસાર પોતાના ચરિત્રને સુધારવાને માટે કટિબદ્ધ થયો હતો, તેની કોઇને ખબર ન પડી. પરીક્ષા વખતે સર્વ વિદ્યાર્થીઓએ પરીક્ષા આપી, પરીક્ષાનું પરિણામ કેટલાક દિવસે પ્રસિદ્ધ થયું. સર્વ લોક વિનયના તરફ આશ્ચર્યની દૃષ્ટિથી જોવા લાગ્યા. કારણ કે પરીક્ષામાં વિનયકુમારજ પ્રથમ નંબરે પાસ થયો હતો. પોતાના મિત્રોને પોતાના તરફ જોઇ રહેલા જોઇ વિનયે કહ્યું, "મિત્રો તમારા ધારેલા લક્ષ્ય સ્થાનથી કાંઇક આગળનું નિશાન નક્કી કરો. જરૂર તમારા કાર્યની સિદ્ધિ થશે. "

આપણી દુર્બળતાનું લક્ષણ એ પણ એક છે કે આપણે બી-

જાને ઉન્નત દશામાં જોઇને માત્ર ઇર્ષ્યાથી બળ્યાં કરીએ છીએ. પરંતું આપણુાજ દોષોના તરફ દૃષ્ટિ ન આપી તેમને દૂર કરવાને યત્ન કરતા નથી. આપણે ઉન્નતિને પ્રાપ્ત મનુષ્યોના કરતાં જે ગુણુમાં ઉતરતા હોઇએ તે ગુણુને આપણે તેના કરતાં વધારે પ્રાપ્ત કરી શકતા નથી, ત્યાં સુધી તેમના કરતાં આપણે આપણી વધુ ઉન્નતિ માત્ર દ્વેષ કરવાથી કરી શકવાના નહીં. જેથી આપણે જે સ્થિતિને પ્રાપ્ત કરવી હોય તે સ્થિતિને પ્રાપ્ત મનુષ્યોના કરતાં પણુ ઉચ્ચ ગુણુને મેળવી, ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવાનો નિશ્ચય કરવો, એ ઇપ્સિત સિદ્ધિ મેળવી આપનાર છે.



# कर्म करवामांज महत्व छे.



“ कुर्वन्नेवेह कर्माणि जिजी विषेच्छतऽसमाः० ”

( यजुर्वेद अध्याय ४०. )

उद्योगिनंपुरुषसिंहमुपैतिलक्ष्मी
दैवेनदेयमि तिकापुरुषा वदन्ति ।
दैवं निहत्य कुरु पौरुषमात्मशक्त्या
यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः ॥

( હિતોપદેશ. )

જે મનુષ્યો જેટલા વધુ કર્તવ્ય પરાયણ છે, તેમને તેટલાજ અધિક આદરણિય સમજવામાં આવે છે; તેથી પોતાનાં કાર્યોને ઉત્તમ પ્રકારે કરીને સુખ સન્માનને મેળવવું, અથવા તો આળસુ બનીને અપમાન કે દુઃખને ભોગવવું, એ બંને તમારાજ હાથમાં છે. પણ એટલું તો યાદ રાખજો કે, આળસુ મનુષ્યોની ચિત્તવૃત્તિ હંમેશાં પાપમાર્ગની તરફ વળેલી રહે છે. આળસુ મનુષ્યોનો ઘણો ભાગ ખરાબ ભાવનાઓથી ભરપુર હોય છે, જેથી તેમને સભ્ય સમાજમાં હંમેશાં નિંદાસ્પદ ગણવામાં આવે છે. શાસ્ત્રોમાં કર્મનો મહિમા સારી રીતે જણાવ્યો છે. સંસાર કર્મનું મૂળ છે. સાંસારિક જેટલા જીવ છે, તે સર્વ કર્મનાં પરિણામ છે. ગમે તો જડ કે ગમે તો ચૈતન્ય સર્વ કર્મપાશમાં ફસેલા છે. આ જગત્માં આળસને માટે કોઈ સ્થાનજ નથી. ત્યારે આળસ કરીને જે વાત કહેવામાં આવે છે તેનો અભિપ્રાય જુદો છે. સર્વ લોક કર્મના અભાવનેજ આળસ કહે છે. પણ તે યોગ્ય નથી. જેનામાં જેટલી શક્તિ છે તે તેટલું કામ કરે છે, તે તેટલુંજ પોતાના કર્ત્તવ્યનું પાલન કરે છે. પરંતુ જે મનુષ્યો શક્તિ, સમય અને ઇચ્છા હોવા છતાં પણ યોગ્ય કામ ન કરતાં કર્તવ્યથી જીવને ચોરે છે, તે મનુષ્યોને આળસુ કહે છે. પણ જે મનુષ્યો પોતાના કર્તવ્યને યથાશક્તિ કરે છે તેને આળસુ કહી શકાતા નથી, બીજી વાત એ છે કે કર્મ કર્યા વિના જ્યારે કોઇ રહી શકતું જ નથી. ત્યારે તે સુકર્મ નથી કરતા તો કુકર્મ કરે છે, અને કર્તવ્યથી ભ્રષ્ટ થાય છે, તો અકર્તવ્યનો આશ્રય ગ્રહણ કરે છે. આપણે કર્તવ્યનિષ્ટ પુરૂષને આળસુ કહી શકતા નથી ત્યારે જે અકર્મણ્ય છે અર્થાત કર્તવ્ય પ્રતિ લક્ષ આપતા નથી તેમને

આળસુ કહીએ છીએ. આળસુ લોકોનુ મસ્તક હંમેશાં પાપોથી ભરેલું રહે છે. અંગરેજીના એક નીતિ વાક્યનો ભાવાર્થ એવો છે કે, " જેને પોતાનું કર્તવ્ય કર્મ દેખાતું નથી તેને પિશાચ, કર્મ શોધી આપે છે. " જે લોક વિશ્રામને ઇચ્છે છે. જે વાત વાતમાં કહે છે કે " શું અમે જીવન પર્યંત કમાયાંજ કરીએ ?

આ જીંદગીમાં થોડો ઘણો આરામ તો કરવોજ જોઇએ અને જે એમ કહે છે કે, આટલા માણુસો છે છતાં મારે શું કરવાકામ કરવું જોઇએ. અને જે લોકો એમ ધારે છે કે દરિઃ માણુસોએજ રાત દિવસ કામ કરવું જોઇએ. ધનવાન તો વળી કામ કરતા હશે! લોકોમાં વાત ન થાય ! આ લોકોએ માનવું જોઇએ કે જે મનુષ્યો કામ કરે છે તેજ શાંતિ સુખને મેળવે છે. અને અકર્મણ્ય લોક રાતદિવસ અપ્રસન્ન અને અસ્વસ્થ રહ્યાં કરે છે. કોઇ કામ ન કરતાં આળસમાંજ દહાડા વીતાવવાથી આપણુને કેવી રીતે શાંતિ મળવાની ! આપણે તો આપણા કર્ત્તવ્યને પૂર્ણ કર્યા પછીજ વિશ્રામ લેવો જોઇએ. જે લોક ઉદ્યમી છે તે લોકો કહે છે કે " જયાંસુધી આ કામ પુરૂં નહીં થાય, ત્યાં સુધી મને ચેન પડવાનું નહીં. " ઉદ્યમી મનુષ્યો જ્યારે પોતાનું કામ પુરૂં કરે છે, ત્યારેજ તેને ચેન પડે છે. આપણુ ઉદ્યમશીલ હોઇશું, તો શાંતિ સુખને મેળવવાની ઇચ્છાર્થાંજ કામ કરવાના, અને કામ કર્યા પછીજ વિશ્રામને લઇશું. કામ કરવાથી માત્ર શરીરનેજ સુખ મળતું નથી, પણ મનને યોગ્ય શાંતિ મળે છે. સર્વ મનુષ્યો પોતાની અવસ્થાનુસાર કામ કરી શકે છે. પોતાની શક્તિથી વધારે કોઇપણ કામ કરી શકતું નથી. રાજા, પ્રજા, ગૃહસ્થ, સંન્યાસી, શિક્ષક, વિદ્યાર્થી, મા, બાપ,

બાળકો, શેઠ, ગુમાસ્તા વિગેરે જેટલા માણસો છે તે સર્વનાં અધિકાર ભેદથી કર્ત્તવ્ય જુદાં જુદાં છે. ઉન્નતિની ઈચ્છા અને ઉદ્યમશીલતા જેટલી વધે છે તે પ્રમાણમાં જ જાતિ કુળની અનુસાર કર્ત્તવ્યની સીમા પણ વિસ્તૃત થય છે. અને મનુષ્ય જીવનનું મહત્વ વધે છે. જે મનુષ્યો કામ કરવું તેને દુઃખ સમજે છે તે નથી સમજતા કે આ જગતમાં મનુષ્યોને સુખ અને સંમ્પત્તિનું કારણ માત્ર એક કર્મજ છે. શરીર અને મનની સ્વસ્થાવસ્થામાં કામ કરવું એ ઘણુંજ જરૂરનું છે. ખરાબ ભાવના અને ખરાબ કામોથી બચવાને માટે મુખ્ય ઉપાય એ છે કે, હંમેશાં ઉત્તમ કાર્યોમાં મંડયા રહેવું, અને ઉત્તમ વિચારો કરવા. આપણા શરીર અને મનને એવો વખત ન આવવા દેવો જોઇએ, કે જેમાં તે ખરાબ કામો કરે અને ખરાબ વિચારો કરવાનો સુયોગ મેળવે. કોઇ પણ પદાર્થને એક જગ્યાએ નાંખી મુકી કાટથી ખવાઈ જવા દેવા કરતાં, તેનો કોઇ કાર્યમાં ઉપયોગ કરતાં કરતાં નાશ થવા દેવો ઉત્તમ છે. આળસમાં પડયા રહીને આપણે નકામા થઇ જઇએ છીએ. એથી કોઇપણ કામમાં શરીર અને મનને પરોવીને જીવનને વ્યતીત કરવું એ ઘણુંજ ઉત્તમ છે. ઉત્તમ કાર્યો કરીને આયુષ્યને નષ્ટ કરવું એ આળસુ મનુષ્યોના લાંબો વખત જીવવા કરતાં પણ ઉત્તમ છે. મહેનતનું ફળ મળે કે ન મળે તો પણ દરેક માણસે હંમેશાં ઉત્તમ કાર્યોને કરતા રહેવું જોઇએ. તમે જે કામ કરશો તેનું ફળ વહેલું કે મોડું પણ મળ્યા વિના રહેવાનુંજ નહીં. તમે ગમે તો હલકું કામ કરો કે ભારે કામ કરો, ખેતી કરો કે વેપાર કરો, ગમે તેવું કામ કરો તોપણ તે યોગ્યતાની સાથે

કરો. પ્રથમ તો તે કામ કરવાથી તમારૂં ચિત્ત પ્રસન્ન થશે, હૃદય તૃપ્ત થશે. જો તે કામથી તત્કાળ વિશેષ લાભ ન મળે તો તેથી અધીર ન થાવ, કોઈ પણ એક વખતે તમને તમારા કામનું યોગ્ય ફળ જરૂર મળશેજ " **नाहि किञ्चित्कृतं कर्म लोके भवाति निष्फलम ।** " અર્થાત " કરેલું કોઇપણ કામ નિષ્ફળ થતું નથી. " કોઇ ઉત્તમ કામને તમે સારી રીતે કરશો તો તે તમને સારૂ ફળ આપનાર નિવડશે. પરંતુ જે નીતિ વિરૂદ્ધ હોય તેવાં કામોને ભૂલે ચૂકે પણ ન કરો. યાદ રાખો કે જે કામ ખરાબ છે તેનું પરિણામ કદી પણ સારૂં આવતું નથી. જેમ બાવળના ઝાડને કદી કેરીઓ થતી નથી તેમ જે લોકો ખરાબ કામ કરે છે તેમને અંતે દુઃખ સિવાય કાંઇ પણ મળતું નથી. અપકર્મ કરવાથી શારીરિક અને માનસિક અનેક પ્રકારનાં નુકશાન થાય છે અને લોકોમાં નિંદા થાય છે. અનુચિત કર્મ કરનારાઓને સભ્ય સમાજમાં કદી પણ આદરમાન મળતું નથી, પરંતુ તેને સર્વ લોક તિરસ્કારની નજરે જુવે છે. જે કામ મનુષ્યોને ઉપયોગી છે, જે કામ શારીરિક મહેનતની સાથે સંબંધ રાખે છે અને લોકોપકારી છે, તે કામ ખરાબ હોતાં નથી. જે કામ નીતિ–વિરૂદ્ધ છે, તેજ ખોટાં છે. કોઈપણ ઉપયોગી કામ કરીને જીવન નિર્વાહ કરવો એમાં કલંક નથી, પરંતુ કલંક અને નીચતા ખરાબ કામો કરવામાં છે. અને કામ કરવાની યોગ્યતા હોવા છતાં પણ બીજાના આશ્રિત થવું એ પણ નીચતાજ છે.

જેટલી ઉન્નતશીલ જાતો છે તે સર્વેએ કર્મના મહાત્મ્યનો સ્વીકાર કર્યો છે. હીંદની માફક યુરોપમાં ભીખ માગવાનો રીવાજ નથી. અને ત્યાં ભીખ લેવાને હાથ ધરવો એ જેવું લજ્જાજનક

અને હીનતા-સૂચક છે. તેજ પ્રમાણે ભીખ આપવી એ પણ આળસને ઉત્તેજન આપવાના ગુન્હા તરીકે ગણાય છે. એથી યુરોપ અને અમેરિકામાં કોઇ માણસને ભિખારી કહેવો એ ઘણી સખત ગાળ દેવા તુલ્ય ગણાય છે.

---

# कर्म महात्म्य.

સુણો સકળ ભારત સંતાન, કરો કર્મ જેથી વધે માન;
સર્વ સુખનું કારણ છે કર્મ, એજ મુખ્ય માનવનો ધર્મ. ૧
પરાધીન કિંવા સ્વાધીન, હો ધનાઢ્ય અથવા અતિ દીન;
કરો સુકર્મ ધર્મમાં લીન, થઇને નિત્ય આળસ્ય વિહીન. ૨
જેટલા થયા વીર વરધીર, જ્ઞાની રૂષિ મુનિ વિમલ શરીર;
તે જાણો સર્વ કર્મ પ્રભાવ, કર્મ હીનને સર્વ અભાવ. ૩
મેળવી આ દુર્લભ નરતન, બનો નહીં આળસના જન;
જ્યાં સુધી રહે દેહમાં પ્રાણ, ત્યાં સુધી કરો કર્મ સન્માન. ૪
સર્વ સુખ સિદ્ધિ કર્મવશ જાણ, કર ન કદી કર્મ અપમાન;
યોગ યજ્ઞ અને જપ તપ ધ્યાન, સર્વનું છે શુભ કર્મ નિદાન. ૫
જેટલા છે જડ જીવ તું જાણ, સારા ખોટા ગુણ અવગુણ ખાણ;
તે સર્વના પ્રતિહેતુ મહાન, કર્મ શુભાશુભ એક પ્રધાન. ૬
ફળ સુકર્મનું છે સુખ ભોગ, મેળવે છે સર્વ સજ્જનલોક;
જે કુકર્મમાં દે છે યોગ, તે મેળવે છે દુખ દરિદ્ર રોગ. ૭
જો ચાહો આપ કલ્યાણ, નિત્ય સુકર્મ પ્રતિ રાખો ધ્યાન;
સજ્જન કર્મ કરી તજ શોક, લે તું પછી લોક પરલોક. ૮
મૃતક આળસુ એક સમાન, કરી ન શકે કંઇ કર્મ વિધાન;

એથી નિત્ય સ્વશક્તિ અનુસાર, કરો કર્મ કાંઇ નીતિ વિચાર. ૯
ભાગ્ય દોષ દેછે કંઇ લોક, દુઃખ મેળવે છે તજી ઉધોગ;
જે કરે છે ઉદ્યમ વ્યાપાર, કદી ન મળે તેને દુખ ભાર. ૧૦
ઉદ્યમ છે સર્વ સુખનું મુળ, દે છે મટાડી હૃદયનું શુળ;
એથી ઉદ્યમ કરો મહાન, મેળવશો પ્રતિદિન સન્માન. ૧૧
કરો નિત્ય દૈહિક વ્યાયામ, થશે તન સુરૂપ બળધામ;
કરો માનસિક શ્રમ અભ્યાસ, દિન દિન થશે બુદ્ધિ વિકાસ. ૧૨
ખેતી કે કરો વણજ વ્યાપાર, જેથી ખુલે લાભનું દ્વાર;
પ્રથમ પાળો નિજ પરિવાર, પછી કરો દેશ-ઉપકાર. ૧૩
દઇને તમે દીનોને દાન, કરો ન મનમાં કંઇ અભિમાન.
દુષ્ટ જનોથી કરો ન પ્રીતિ, ગ્રહો સદા સજ્જનની રીતિ. ૧૪
સર્વ સાથ ઉચિત વ્યવહાર, કરીને બનો વિનય આગાર;
ખુશ થઇને સઘળો સંસાર, તમથી સદા તે કરશે પ્યાર. ૧૫





# अष्टमपरिच्छेद.

## जन्मभूमि.

" जननी जन्म भूमिश्च स्वर्गादपि गरीयसी । "



પરસ્પર વિદ્વેષ એ જેમ કલંકરૂપ છે, તેમ સ્વદેશ પ્રતિ અનુરાગ એ એક પ્રકારનું ગૌરવ છે. પરસ્પર વિદ્વેષ એ હૃદયને નીચમાં નીચ બનાવી દે છે. અને સ્વદેશ પ્રતિ પ્રેમ એ હૃદયને પ્રશસ્ત અને ઉન્નત કરે છે. જે લોક પોતાના દેશ અને પોતાની જાતિ પ્રતિ પૂર્ણ પ્રેમ રાખે છે, તેમને દેવ તુલ્ય સમજવા જોઇએ, હિંદમાં જુદી જુદી જાતિના લોક છે, ભાષા પણ જુદી જુદી છે, આચાર—વ્યવહાર પણ જુદા જુદા પ્રકારના છે, અને હવા પાણી પણ સર્વ જગ્યાનાં એક સરખાં નથી. બીજા દેશોમાં આ પ્રકારે વિભિન્નતા હોવા છતાં પણ હિંદવાસિયો કરતાં સ્વદેશાનુરાગ અધિક જોવામાં આવે છે. સ્કૉટલૅંડમાં રેહેનાર એક અંગરેજ, વેલ્સના રહેનાર અંગરેજને પોતાની જાતિનો કહીને બોલા-

વવામાં સંકોચાશે નહી, જ્યારે આપણામાં એક ગુજરાતી એક બંગાળીને સ્વજાતિના કહીને બોલાવશે નહીં. જો કે બંને હિંદુ ધર્માવલંબી છે, અને બંને એકજ ઉપદેશ—માર્ગે ચાલનારા છે. જ્યારે બંને એકજ ધર્મના ઉપાસક છે, એકજ દેશના નિવાસી છે અને બંન્નેની મૂળભાષા સંસ્કૃત પણ એકજ છે, ત્યારે માત્ર પ્રાંતિક ભાષાના ભેદથી અને પહેરવા ઓઢવાની રીત ભાતથી પોતાને જુદા માનવા એ અયોગ્ય છે. જે લોકો આ પ્રકારની પરસ્પર ભેદબુદ્ધિ રાખે છે. તે જન્મ ભૂમિનો અર્થ બરાબર સમજતા નથી. જો જન્મ ભૂમિનો અર્થ બરોબર રીતે તેમના સમજવામાં આવે તો આ ભેદ બુદ્ધ રહે નહીં.

જે ઘરમાં, જે ગામમાં કે જે પ્રદેશમાં તમારો જન્મ થયો હોય તે સ્થાનજ તમારી જન્મભૂમિ છે એમ ન સમજો. આપણી જન્મભૂમિનો વિસ્તાર ઘણોજ મોટો છે. તમે ચારે તરફ જે કાંઇ જોઇ રહ્યા છો, ચારે તરફથી જેની વચ્ચે તમે ઘેરાયલા છો, અનાજથી ભરેલાં ખેતરો, નાના પ્રકારના ફળ ફુલથી ભરેલા બાગ, મોટા વિસ્તાર વાળાં મેદાન, ઘાઢ જંગલો, ભાત ભાતનાં સરોવરો, નદિયો, મોટા મોટા વિંધ્યાચળ અને હિમાલય જેવા પર્વતો, રાજધાનીના ઉંચા ઉંચા મહેલોથી માંડીને ગામડાની નાનામાં નાની ઝુંપડી સુધી, અતુલ્ય ધન સંમ્પત્તિવાળા રાજા મહારાજાથી માંડીને ભૂખથી પીડાતા અને હાડકાં દેખાતાં સ્ત્રી પુરૂષો સુધી, સુખી માણસોના આનંદોત્સવ અને દુઃખીયોનાં દુઃખનાં રોદડાં, વણજ, વેપાર અને ખેતી એ સર્વેનો તમારી જન્મભૂમિની અંદર સમાવેશ થઈ જાય છે. આપણા મા, બાપ, ભાઇ, બહેન, કાકા, ભત્રિજા, મા—ભાણેજ, અને જેટલું કુટુંબ

છે, જેટલા પડોશીઓ છે, તે સર્વની સાથે પ્રેમ, સદ્ભાવ, અને મધુર ભાષણની જે તક આપણને પ્રાપ્ત થઇ છે, તે જન્મ ભૂમિનાજ પ્રતાપ. સુખની જેટલી વસ્તુઓ છે તે આપણને જન્મ ભૂમિની દ્વારાજ પ્રાપ્ત થાય છે. એથી જેવી પૂજ્ય દૃષ્ટિથી આપણે આપણી મા તરફ જોઇએ છીએ, તેવીજ દૃષ્ટિથી જન્મભૂમી તરફ પણ જોવું જોઇએ. આપણે સર્વ આ હિંદ માતાનાં સતાન છીએ. બાળકોની પાસેથી પૂજા કરાવવાનો જેટલો માનો અધિકાર છે તેટલોજ જન્મ ભૂમિને પણ છે. આજ સુધી જેટલા પરાક્રમી અને મહાશક્તિ શાળી રાજા થયા છે. જેટલા મહાવીર, ધીર, અને ધાર્મીક પુરૂષોએ સંસારમાં જન્મ લીધો છે, અને જે મનુષ્ય સમાજમાં દેવતાની માફક પૂજ્ય દૃષ્ટિથી પૂજાય છે; તે શું માતૃભક્ત નહોતા ? તમે સેંકડો પુરાણો અને હજારો ઇતિહાસ ગ્રંથોનાં પાનાં ઉથલાવી જોશો તો માતૃભક્તિ વિહીન સને સ્વદેશ વિદ્વેષી એક પણ માણસનું નામ તેમાંથી નહીં મળે. જે માતૃભક્ત નથી, જે જન્મભૂમિ પ્રતિ અનુરાગી નથી. તેને કદાપિ પણ મોટાઇ મળતી નથી.

દ્વાપરમાં ધર્મવીર યુધિષ્ઠિર વિગેરે સત્યવાદીઓ, અને કળિયુગમાં ઐતિહાસિક મહાવીર, અલેકઝાંડર, પિટર, વાલ્સ, વૉશિંગ્ટન, ગારફીલ્ડ અને હીંદ વીરોમાં, વિરવર શિવાજી, મહાત્મા રામમોહનરાય, ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, ગોપાળ કૃષ્ણ ગોખલે, સર ફીરોજશાહ મેહેતા વિગેરે ઘણા જન્મ ભૂમિની સેવા કરી ગયા છે. જે સંસારમાં મોટા થઇ શકે છે, તે માતા અને માતૃભક્તિની સેવાથી કદી પણ વિમુખ થતા નથી. જેથી માતૃ સેવાની સાથે સાથે જ્યાં સુધી બની શકે ત્યાં સુધી જન્મભૂમિના ઉપર પણ ઉપકાર કરવો એ મનુષ્ય માત્રનું કર્ત્તવ્ય છે.

જન્મ ભૂમિનું બીજું નામ સ્વદેશ છે. આજકાલ કેટલાક માણસો સ્વદેશાનુરાગનો ખરો અર્થ ન સમજતાં દેશનાં અનેક અનિષ્ટ સાધનોમાં પ્રવૃત્ત થાય છે. વિદેશિયોની નિંદા કરવાથી કે રાજ્ય વિરૂદ્ધ વર્ત્તન કરવું કિંવા સામાજીક નિયમની વિરૂદ્ધ વર્ત્તવાથી સ્વદેશાનુરાગ પ્રકટ થતો નથી. જન્મભૂમિના જે સાચા હિત ચિંતક છે, તે આવાં કામ કરતા નથી. દેશના હિતનાં જે કાર્યો હોય તે કરવાં અને જેથી દેશને હાનિ થાય તેવાં નીતિવિરૂદ્ધ કામો કરવાં નહિ. જે ખરા સ્વદેશાનુરાગી અને સ્વજાતિ હિતૈષી છે. તે સ્વદેશને બહારના સૌંદર્યને વધારવા તરફ લક્ષ્ય રાખતા નથી. તે સામાજીક બાહ્ય નિયમો ઉપર પણ બહુ લક્ષ ન આપતાં સામાજીક મનુષ્યોનાં હૃદયની ઉન્નતિ અને તેના મનને સુધારવા તરફ વિશેષ ધ્યાન આપે છે. જ્યાં સુધી આપણે સત્યવાદી, શિષ્ટ અને કર્ત્તવ્ય પરાયણ નહીં થઇએ, ત્યાં સુધી હજારો કઠીણ નિયમોનું પાલન કરીને તથા વિશેષ વિદ્યા, બુદ્ધિ અને પ્રચુર ધન મેળવીને પણ દેશને ઉન્નત દશામાં નહીં લાવી શકીએ. જે પોતાનું રક્ષણ કરી શકતા નથી તે બીજાનું રક્ષણ શી રીતે કરવાના ? બીજાની ઉન્નતિ જોઇને હૃદયમાં વિદ્વેષ ભાવનો ઉદય થવો એ ઘણુંજ ખરાબ છે. જે ઉચ્ચ હૃદયના મનુષ્ય છે તેના હૃદયમાં એવો વિદ્વેષ ઉત્પન્ન થતો નથી. તે ગુણને ગ્રહણ કરે છે, દોષોનો ત્યાગ કરે છે, અને જેથી તેનું કલ્યાણ થાય તેને ઇચ્છે છે. અને જેથી નુકશાન થવાનો સંભવ હોય છે તેથી વિમુખ થાય છે. મહાન પુરુષોનું એકજ કર્તવ્ય છે. અન્ય જાતિયોની નિંદા કરવાથી અને તેમની સાથે અસભ્યપણે વર્ત-વાથી હૃદય એટલું સંકોચાઇ જાય છે કે મનુષ્યત્વ અને મહત્ત્વ

બંને એકી સાથે લુપ્ત થઇ જાય છે અને ઉદારતાનો ગુણ ધીમે ધીમે નાશ પામે છે.

હૃદયનો ભાવ વાતોથી અને કામોથી પ્રત્યક્ષ જણાય છે. જે પડોશી પોતાના પડોશીને સહાય કરે છે,જે માબાપ પોતાનાં છોકરાંને સચ્ચરિત્ર અને સુશિક્ષિત બનાવે છે; જે મહેતાજી વિદ્યાર્થીઓને પોતાના પુત્ર તુલ્ય જાણીને વિદ્યાદાન આપે છે, જે બાળકો પોતાના ગુરૂજનોની આજ્ઞા પાળનારા, સત્ય બોલનારા અને સચ્ચરિત્ર છે, તેજ ખરા સ્વદેશના પ્રાતિપાત્ર છે.

---

# आदर्श पुरुष.



જે દેશના આદર્શ પુરૂષો જેવા હોય છે; તે દેશની ઉન્નતિ તે અનુસારજ થાય છે. મહાપુરૂષોનાં આદર્શ સ્વરૂપ જીવન ચરિત્રનું અનુકરણ કરવાથી ઉત્તમ પ્રકારનું જીવન બળ વધે છે. આદર્શ પુરૂષો ઉચ્ચ હૃદયના હશે તો જાતિ ઉન્નત થશે અને આદર્શ પુરૂષો નીચ પ્રકૃતિના હશે તો સમાજની અવનતિજ થશે. એથીજ સમાજના જુદા જુદા મનુષ્યોનું શિક્ષણ, સભ્યતા, ભાવ, કલ્પના, બુદ્ધિ, માનસિકભાવના અને સંસ્કાર જુદા જુદા પ્રકારનાં છે. સંસારમાં એવો કોઇ દેશ નથી કે જે સામાજીક, રાજનૈતિક, સાંસારિક, પારમાર્થિક, દૈહિક અને માનસિક વિગેરે સર્વે વિષયોમાં સર્વોચ્ચ આદર્શ રૂપ બની શકે. કોઇની માનસિક તો, કોઇની શારીરિક, તો કોઇની મનોવિજ્ઞાન અને

કોઇના જડવિજ્ઞાનમાં વિશેષ ઉન્નતિ થાય છે. એથી દેશકાલનો વિચાર કરીને જે વખતે જે દેશમાં જે સર્વોપરિ સર્વ સામાન્ય આદર્શ હોય, તેના ઉત્તમ ગુણોને ગ્રહણ કરવા એ ઉચિત છે. એવો કોઇ સમાજ નથી કે જેમાં કાંઈ દોષ ન જણાય. એવી કોઇ નીતિ, શિક્ષણ, અને સંસ્કાર નથી કે જે સર્વથા ભ્રાન્તિ રહિત હોય, ભ્રાન્તિ તો આપણા પગમાં રવડતિજ હોય છે.

પ્રાચીન આર્યગણોનાં જ્ઞાન, પ્રેમ, વિશ્વાસ, ગુરૂભક્તિ, શિષ્ટતા, સરળતા, સત્યપરાયણતા, નિઃસ્વાર્થ, સ્વધર્માનુરાગ, સ્વજાતિ–પ્રિયતા, સ્વદેશાનુરાગ, રાજભક્તિ, અને ભગવદ્ભક્તિ આપણે માટે અનુકરણ કરવા યોગ્ય છે. આપણે તેને ગ્રહણ નથી કરી શકતા તે આપણી મોટી ભૂલ છે. જોકે ભારતવાસીઓ વાલ્મીકિ વિગેરે મહર્ષિઓ, શ્રી રામચંદ્ર, જનકવિદેહી, યુધિષ્ટર વિગેરે મહારાજો, ભિષ્મ જેવા દૃઢ પ્રતિજ્ઞાશાળી, ભીમ, અર્જુન વિગેરે જેવા સચ્ચરિત્ર ઉપરથી શિક્ષણ ગ્રહણ કરી શકે તેમ છે, તેમજ હિંદની લલનાઓ, શ્રીસીતા, સાવિત્રી, દમયન્તિ, વિગેરે પતિવ્રતાઓનાં આચરણથી પતિભક્તિનુ શિક્ષણ મેળવી શકે તેમ છે;તથાપિ ગ્લેડસ્ટન,બિલ્વરફોર્સ, વૅાશિંગ્ટન, ગારફીલ્ડ, પિટર, થિઓડર પાર્કર, અને એમર્સન જેવા મહાનુભાવોના સદ્વ્યવહારો ઉપરથી પણ સર્વ દેશવાસીઓ કાંઇને કાંઈ શિક્ષણ જરૂર મેળવી શકે છે. આપણે જેમ આપણી જન્મ ભૂમિને અનંત જ્ઞાનના ભંડાર રૂપે માનીએ છીએ, પ્રાચીન આર્યોનાં પવિત્ર જીવન ચરિત્રોપર ગર્વ કરીએ છીએ, અને બીજાને કહીએ છીએ કે, સંસારમાં આવાં અમુલ્ય પુરૂષ–રત્નો બીજે કયાં જણાય છે ?" પરંતુ બીજા દેશો કે જે સ્વદેશીય આદર્શ પુરૂષોના પ્રભાવથી

અત્યંત ઉન્નત અવસ્થામાં છે. અને પોતાની અનેક પ્રકારની કળા કૌસલ્યના પ્રભાવથી સંસારને દીપ્યમાન કરી રહ્યા છે, તે પણ તેમના આદર્શ પુરૂષોપ્રતિ, તેમની ગુણાવલીપ્રતિ, તેમના વિજ્ઞાન શાસ્ત્ર પ્રતિ, નવા નવા આવિષ્કારોપ્રતિ, ભારતની દૃષ્ટિને આકર્ષણ કરીને સ્પર્ધા પૂર્વક કહે છે કે, " પાશ્ચાત્ય સંસારના આ અપૂર્ણ અને અલભ્ય પારસમણી તમારે ત્યાં કયાં છે ? અમારા આ ઉદ્યમો, વ્યવસાયો, ઐકયભાવ, ગુણશોધન, સાહસ, જાતિપ્રિયત્તા વિગેરે તમારા લોકોમાં કયાં છે ? અમારા લોકોમાં ઉન્નતિની ઇચ્છા, અને ઉંચો ખ્યાલ જે રોમેરોમમાં ભર્યો છે, વૃદ્ધાવસ્થામાં પણ અમારા લોકોમાં જે શ્રમ, સહિષ્ણુતા, જ્ઞાન પ્રાપ્ત કરવાની અભિલાષા અને એકાગ્રતા રહે છે, તે તમારા દેશમાં, તમારા સમાજમાં કે તમારા શ્રમથી બીકણ યુવકોમાં કયાં છે ?

આપણા પ્રાચીન કાળના ગુણ ગૌરવની વાતો કરી નિશ્ચેષ્ટ ભાવથી બેસી રહેવાથી કાંઇ નહીં બને, જે ગુણ વિદેશીયોમાં ઉત્તમ છે, તેનું ગ્રહણ કરો, જે ગુણ દેશોપકારી છે, જેનો અસત્યની સાથે સંબધ નથી, તેનું ગ્રહણ કરવામાં કાંઇ પણ લાજ નથી. પરંતુ એમ કરવું ઉચિત નથી, કે જે રત્ન તમારા ભંડારમાં હોય તેને દૂર ફેંકી દઇને બીજેથી રત્નો લાવવાં. તમારામાં જે જાતીય ગૌરવ છે, જે ગૌરવથી સંસારની સર્વ જાતિયોમાં તમે પ્રતિષ્ટિત ગણાવછો, અને જે અમૃતમય, વિદૂતાને દેશ દેશાન્તરના વિદ્વાનો હાલ પણ લાલચ ભરી દૃષ્ટિથી જોઇ રહ્યા છે, તે સર્વ ગુણોના તમે પ્રથમ અધિકારી થાવ. પ્રથમ પોતાના ઘરને સંભાળો, પછી દેશાન્તરીય ગુણોનો સંગ્રહ જ્યાં સુધી બને ત્યાં સુધી કરો.

દેશ, કાલ અને પાત્રને અનુસાર ગુણવાનોનો આદરસત્કાર કરવો અને તેમના ગુણોનું અનુકરણ કરવું એ દોષ નથી, પરંતુ પ્રશંશનીય છે. પરંતુ પોતાના ઘરની પાસે કે પોતાની આંખોની સામે, જે મહાત્માઓનાં સચ્ચરિત્ર વિદ્યમાન હોય, તેના ઉપર ઉદાસિનતા પ્રકટ ન કરો. જે મહાપુરૂષો તમારી દૃષ્ટિ આગળ હોય, તેમનું અનુકરણ તમે સુગમતાથી કરી શકો છો. સુલભ આદર્શોની ઉપેક્ષા કરીને કેવળ વૈદેશિક આદર્શનું અનુકરણ કરવાથી તમે તેની બરોબરી કરી શકતા નથી. તમારા દેશનાં હવા પાણી, તમારો સમાજ, શિક્ષણ, સંસ્કાર અને અવસ્થા વિગેરે સર્વ વિદેશિયોથી વિલક્ષણ છે. એથી વિદેશી મહાત્માઓનું સંપૂર્ણ રૂપથી અનુકરણ કરવું એ કદી પણ હિતકર થઇ શકતું નથી. તમે જ્યારે આપણા દેશના સજ્જન મહાત્માઓના બતાવેલા માર્ગે ચાલો છો ત્યારેજ આપણા સમાજનું કાંઇક કલ્યાણ કરી શકો છો.

તમે સ્વદેશાનુરાગપ્રિય ન થતાં કેવળ સ્વદેશના સાચા હિતસ્ત્રી અને સ્વજાતિયપ્રિય બનો, કે જેથી તમારો બહારનો અને અંદરનો ભાવ એક સરખો પ્રકટ થાય. તમે આહાર, વિહાર, ભૂષણ, વસ્ત્ર અને ભાષા વિગેરે આપણા દેશને અનુકૂળ જ રાખો. એમ ન થવું જોઇએ કે તમારા સ્વરૂપથી કે તમારી ભાષાથી લોક તમને ઓળખી ન શકે કે તમે હિંદના રહેવાસી નથી.

# ગૃહ કલહ.



આજકાલ ઘણા કુટુંબોમાં કલેશ અને દુઃખજ જોવામાં આવે છે. અને તેથી તેમને સુખનો અનુભવ થતો નથી, પરસ્પર નજીવાં કારણોથી તકરાર થતીજ હોય છે. જે માણસો સંસારની સાથે સંબધ રાખે છે તેમને તો કોઇની સાથે મનોમાલિન્ય યા અણસમજ થવી એ સ્વાભાવિક છે. ઉન્નત દશામાં હો, ચાહ્ય, નીચદશામાં, સ્વતંત્ર હો કે પરતંત્ર હો, સર્વ કોઇમાં એમ ચાલ્યાં જ કરે છે. અંદરે અંદર કોઇક વખત અણુ-બનાવ ઉત્પન્ન થઇ જાય છે. એથી વાતવાતમાં સાધારણ વિષયને માટે અંદરે અંદર વિવાદ કરીને ટંટો કરવો યા પરસ્પર એક બીજાને ડબાવવાનો યત્ન કરવો, યા વિરોધ થાય એવી રીતે વર્ત્તવું એ યોગ્ય નથી. જ્યાં સુધી આપણે તલપુર જગાને માટે સર્વસ્વ નષ્ટ કરવાને પુરૂષાર્થ સમજીશું, ત્યાં સુધી ઉન્નતિની આશા રાખવી એ વ્યર્થ છે આપણી તકરારોનો અંદરે અંદર નિકાલ લાવી દેવો જોઇએ કોઇ વસ્તુને માટે બે માણસમાં તકરાર હોય અને તેને માટે પરસ્પર મારા મારી થવાનો સંભવ હોય તો તે વખતે થોડું ઘણું નુકશાન સહન કરીને શાંત થઇ જવું એમાં જ ખરૂં મહત્વ છે. થોડા સ્વાર્થનો ત્યાગ કરતાંજ ટંટો મટી જાય છે. પરંતું આજ ખોટ જણાય છે. સ્વાર્થપરતાનો ત્યાગ કર્યા સિવાય કોઇ સહિષ્ણુ અથવા ક્ષમાશીલ થઇ શકતું નથી. અને આ પ્રમાણે ક્ષમાશીલ થયા સિવાય કોઈપણ માણસ સમાજની ઉન્નતિ કરી શકતું નથી

તેમજ જાતિય દુર્બળતાને પણ મટાડી શકતું નથી. ઘરના સાધારણ વાદવિવાદોમાં જ્યાં સુધી આપણે સહનશીલ થઇ શકતા નથી, ત્યાં સુધી કોઇપણ પ્રકારે ઘરના કલેશને મટાડી શકતા નથી. જે પોતાના શાંત સ્વભાવથી કલહાગ્નિને બુઝાવી દે છે તેવા સજ્જનો ઘણા થોડાજ છે. પરંતું કલહાગ્નિને ઉત્તેજન આપી વધારનારા દુષ્ટ માણસો તો ઘણા મળી આવે છે. આવા દુષ્ટાત્માઓજ આપણા સમાજના કંટક રૂપ છે.

મનુષ્યોનો એક એવો સ્વભાવિક ધર્મ છે કે, મહાપુરૂષોની કહેલી વાતોને પ્રમાણરૂપ માનીને તે પ્રમાણે વર્તન કરવા માંડે છે. શ્રી કૃષ્ણે ગીતામાં—અર્જુનને કહ્યું છે કે,

यद्यदाचरति श्रेष्टस्तत्तदेवेतरोजनः ।
सयत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥

અર્થાત શ્રેષ્ટ પુરૂષ જેવાં આચરણ કરે છે અને જે વાતોને માને છે, તેજ આચરણોને અનુકરણ કરવા યોગ્ય માનીને, અને તે જ વાતોને પ્રમાણિક સમજીને સર્વ સાધારણ લોકો કામ કરે છે. કદી કદી લોકો જાણી જોઇને પણ સ્વાર્થવશ કર્તવ્યમાં કુંઠિત થઇ જાય છે. પરંતું જ્યાં પોતાનો એક સાધારણ ઉપકાર સારા કામોના રસ્તામાં કંટક રૂપ થઇ રહ્યો છે, ત્યાં પોતાના તે ઇપ્સિત ઉપકારનો ત્યાગ કરી દેવો એજ મહત્વ છે. તમારો એવો કોઇ એક પ્રકારનો સ્વાર્થ હોય કે જેથી તમને લાભ થતો હોય પણ હજારો માણસોને તેથી હાનિ થતી હોય તો તે જગ્યાએ તમારે તે સ્વાર્થનો ત્યાગ કરી દેવો જોઇએ. જે કામથી હજારોના મનને દુઃખ થાય એવું સુખ શા કામનું ? જેમનુ હૃદય ઉચ્ચ છે, જે

જન્મ ભૂમિના સાચા હિતૈષી છે, તે તેવાંજ કામ કરે છે કે જેથી હજારો તો શું, પણ લાખો માણસો સુખ મેળવે છે.

જ્યારે સર્વ લોક પોતાની ઉન્નતિ કરવા યત્ન કરશે અને યથાસાધ્ય કર્ત્તવ્યનું પાલન કરશે ત્યારે જાતિની અને દેશની ઉન્નતિ થવી સંભવિત છે. પોતાના દેશ અને પોતાની જાતિનું કલ્યાણ કરવાને માટે પોતાના સ્વભાવગત દોષોને દૂર કરીને સચ્ચરિત્ર બનવું જોઇએ. દેશનું ગૌરવ અને સુખ આપણા સદ્વ્ય-વહાર ઉપર આધાર રાખે છે. સંસારમાં સર્વ લોક આદર્શ પુરૂષ થઇનેજ જન્મ લેતા નથી. ઘણામાંથી કોઇ વિરલજ આદર્શ પુરૂષ બની શકે છે. તમે એકદમ મહાન બનવા ધારશો પણ તેમ બની શકાશે નહીં. પરંતું હાલથીજ નાનાં નાનાં કામ ઉત્તમ પ્રકારે કરવાનો આરંભ કરો. આદર્શ બનવાની ઇચ્છાને દૂર કરીને કેવળ આદર્શ પુરૂષોનાં બતાવેલાં સત્કર્મોનું યથાસાધ્ય અનુષ્ટાન કરો. જેમ જેમ તમારાં સત્કર્મની સંખ્યા વધતી જશે તેમ તેમ તમારૂં ચરિત્ર સુધરતું જશે અને તમારી જન્મભૂમિ ગૌરવાન્વિત થતી જશે.

ગુણનું અનુકરણ કરવા કરતાં દોષોનું અનુકરણ કરવું સુગમ છે. પરંતું દોષોનું અનુકરણ કરવામાં કેટલું નુકશાન છે તેનો વિચાર કરવો જોઇએ. દશ દોષોનું અનુકરણ ન કરતાં એક ગુણનું અનુ-કરણ કરવું એ ઉત્તમ છે. જેમ દોષમાં અનેક હાનિયો છે તેમ ગુણમાં અનેક લાભ છે. આપણે જો આપણા હૃદયના તરફ નજર નાંખીશું તો દોષ જ જણાશે. આપણે પરસ્પર એક બીજાનો વિશ્વાસ કરતા નથી, સાધારણમાં સાધારણ સ્વાર્થનો ત્યાગ કરવાનું ઇચ્છતા નથી. આપણે માત્ર ભયને લીધે કર્ત્તવ્યનું થોડું ઘણું

પણ પાલન કરીએ છીએ. પરંતું કર્તવ્ય સમજીને તેનું પાલન કરતા નથી. જ્યારે આપણે આપણા મહાન પુરૂષોના ઉપર શ્રદ્ધા અને ભક્તિ રાખીશું ત્યારે આપણામાં શ્રદ્ધા અને સહાનુભૂતિનો ઉદય થશે. જ્યારે અભિમાન અને સ્વાર્થપરતાનો ત્યાગ કરીને આપણાં કર્તવ્યને ઉત્તમ પ્રકારે પાલન કરીશું ત્યારેજ આપણે ઉન્નતિને પ્રાપ્ત કરી શકીશું.

સર્વ લોક દ્રવ્યથીજ બીજાનો ઉપકાર કરી શકે છે,એમ નથી, ધનવાનો ધન આપીને, વિદ્વાનો વિદ્યાદાન કરીને, અને કર્મવીર પોતાના શારીરિક બળથી દેશના ઉપર ઉપકાર કરી શકે છે. જે જેવાં અવસ્થામાં હોય છે, તે તેવી અવસ્થામાં થોડો ઘણો પણ દેશના ઉપર ઉપકાર કરી શકે છે. તમારે એવું ન ધારવું કે "મારાથી શું બનશે." પ્રયત્ન કરવાથી સર્વ થઇ શકે છે. ઉચ્ચ આદર્શને આગળ રાખીને પોતાના ચરિત્રને સુધારો, લાજ અને અભિમાનનો ત્યાગ કરીને કર્ત્તવ્યનું પાલન કરો અને સત્ય માર્ગમાંથી કદાચિત પણ ભ્રષ્ટ ન થાવ. તમે તમારા ચરિત્રને એવું બનાવો કે બીજા લોકો પણ તમારા ચરિત્રનું અનુકરણ કરીને સુધરે અને સત્કર્મના અનુષ્ટાનમાં પ્રવૃત્ત થાય. રાજનીતિની વિરૂદ્ધ કોઇ પણ કામ કરીને દેશનું હિત કરવાનો પ્રયત્ન ન કરો. રાજ્યભક્તિ અને રાજ્ય આજ્ઞાનુસાર કાર્ય કરવાથીજ દેશની ઉન્નતિ થઇ શકશે. તમે બાળક હશો તો પણ વૃદ્ધ તરીકે પૂજાશો. સર્વથી પહેલાં દેશોન્નતિને માટે ચરિત્રને સુધારવાની ખાસ જરૂર છે. જ્યારે તમે ચરિત્રબળને મેળવશો ત્યારેજ હિંદના કલંકને દૂર કરી શકશો.

# देशोपकार.

---



અસાધારણ કામ કરવાની પ્રબળ શક્તિ સર્વે મનુષ્યમાં હોતી નથી, પરંતું યથાસાધ્ય સર્વદા હિતકર કામ કરવાનું સામર્થ્ય મનુષ્યોમાં હોય છે.

એક અંગ્રેજી પેઢીમાં એક હિંદુ મુનીમનું કામ કરતો હતો. તે એક વખતે ઘણોજ માંદો પડયો, એ જાણી તે પેઢીનો મુળ માલેક તેને જોવા માટે ગયો. મુનીમની ઇમાનદારી અને સચ્ચરિત્રતાથી સાહેબ તેના ઉપર પૂર્ણ વિશ્વાસ અને સ્નેહ રાખતા હતા. એવા સાચા વિશ્વાસપાત્ર માણુસો શોધવા જતાં પણ મળી શકતા નથી. આ મુનીમના ન હોવાથી વ્યાપાર સંબંધી કામોમાં નુકશાન થવાનો સંભવ છે. આ પ્રકારની ચિંન્તા કરતાં તે સાહેબ મુનીમ પાસે ગયો. સાહેબને આવેલો જોઇ મુનીમને હર્ષ થયો. તે તકીયાને અઢેલી બેઠો થયો. સાહેબે તેની ખબર પૂછી અને આશ્વાસન આપ્યું. થોડીવારે ચારે તરફ નજર ફેરવી બોલ્યો, બાબુ, તમે ખરેજ તમારા દેશના અનુરાગી છો. આ જોઇ જે પાસે બેઠાં હતાં તે સર્વ ચકિત થયાં. તે જોઇ સાહેબે કહ્યું, આપને કદાચ આશ્ચર્ય લાગતું હશે, તથાપિ તેમના જેવા સ્વજાતિ–હિતૈષી અને સ્વદેશપ્રિય માણુસ ઘણુાજ થોડા છે. હીંદના ઘણા લોકોની સાથે મારે પરિચય છે. તેમાં કેટલાક વકતા, કેટલાક લેખક અને કેટલાક રાજ્યકીય મોટા અમલદારો

છે. તેમણે જોકે પોતાના દેશનું ભલું કરીને સારૂં નામ કાઢ્યું છે, પરંતુ મારા મુનીમ જેવા નિરપેક્ષ અને નિશ્ચળ બહુજ થોડા હશે. તેના આચારવ્યવહાર, ભોજન, વસ્ત્રાલંકાર સર્વ પોતાના દેશને અનુકુળજ છે. પોતાના દેશની બનેલી વસ્તુઓ ઉપર બાણુને અંતઃકરણથી પ્રેમછે. અહીંના મોટા મોટા પ્રસિદ્ધ સ્વદેશહિતૈષીજનો પણ પોતાના ઘરને વિલાયતી વિલાસ-સામગ્રિયોથી અને યુરોપની અન્ય વસ્તુઓથી શણગારે છે. અને તેને માટે હજારો રૂપિયા ખર્ચ કરી નાંખે છે. પરંતુ જુવો, મારા મુનીમનું ઘર તો પોતાના દેશમાં બનેલી વસ્તુઓથીજ શણગારેલું છે, અને તેથી ઘરની શોભા પણ કેવી સુદર દેખાય છે.

આ સાંભળી મુનીમનું મુખ અને નેત્ર હર્ષથી પ્રફુલ્લિત થઇ ગયાં, તેમણે પ્રસન્ન મુખે કહ્યું, હું આપના દયાવાળા વર્તનથી અત્યંત કૃતાર્થ થયો છું. મારા દેશાનુરાગના સંબંધમાં આપે જે કાંઇ કહ્યું છે, તેમાં મારી મોટાઇ ન સમજશો, મે મારૂં કર્ત્તવ્ય સમજીનેજ કર્યું છે. કર્તવ્યના પાલન કરવામાંજ સુખ છે. મેં જે દેશમાં અને જે સમાજમાં જન્મ લીધો છે. તે દેશ અને તે સમાજને પોતાનો દેશ અને પોતાનો સમાજ કહેવાને મને અધિકાર છે. એ બંને મને પ્રિય છે. તેમની ઉન્નતિ કરવાનો યત્ન કરવો એ મારૂં પ્રથમ કર્ત્તવ્ય છે. જેનામાં જેટલું સામર્થ્ય છે, તે તેટલાજ કર્ત્તવ્યનું પાલન કરે છે. હું મારા દેશના મહાપુરૂષો ઉપર વિશેષ ભક્તિ અને શ્રદ્ધા રાખું છું એથી મેં તેમની પવિત્ર મૂર્તિયોથી મારા ઘરને સુશોભિત કરી દીધું છે. એ સર્વ ચિત્રોને જોતાંજ સ્મરણ થઇ જાય છે કે, એમણે પોતાના દેશના ભલા માટે શું શું કર્યું છે. જ્યારે તેમની ઉદારતાની વાત સાંભળે છે ત્યારે મારૂં

હૃદય આનંદ અને ઉત્સાહથી ભરાઇ જાય છે. મારા દેશમાં બનેલાં વસ્ત્ર અને ઘરની વસ્તુઓ મને ઘણી પ્રિય છે. મારા દેશની કારીગરીને હું ચાહુ છું એથીજ મારા દેશના કારીગરીના ઉત્સાહને વધારવાને માટે તેમના હાથની બનાવેલી વસ્તુઓને, કામ વગર પણ હું ખરીદું છું. આપની ભાષા અને સાહિત્યની સાથે સંબંધ રાખું છું ખરો, પરંતુ સ્વદેશીય સુલેખકોનાં પુસ્તકો પ્રસિદ્ધ થતાંજ હું ખરીદુ છું. અને મારા દેશનાં બાળ બચ્ચાં જેથી સચ્ચરિત્ર અને સુશીલ થાય તેવો અંતઃકરણ પૂર્વક યત્ન કરૂં છું. મારી એજ ઇચ્છા છે કે, મારા દેશવાસીયો બીજી જાતિયોની અયોગ્યતા અને દોષાદોષની વાતો કરવામાં સમય ન વિતાવતાં પોતાની જાતિના યુવકોને સચ્ચરિત્ર બનાવવાનો પ્રયત્ન કરશે. અને બીજાના દોષો તરફ દૃષ્ટિપાત ન કરતાં પોતાની ખામીને અને દૂષિત વ્યવહારોને સુધારવાનો યત્ન કરશે. સાહેબે કહ્યું,–“ બાબુ, આપના વિચાર ઘણાજ ઉત્તમ છે. આપના ગુણોથી હું ઘણોજ પ્રસન્ન થયો છું. ”

મુનીમે કહ્યું,–મારી હાલ અવસ્થા એવી છે કે જેથી મારા બચવાની આશા નથી, એથી હું મારા પુત્રને હાલ આપના હાથમાં સોપું છું. આપ મારા પાલક છો પિતાની બરોબર છો. તેને દયા દૃષ્ટિથી જોશો, અને જેથી તે સારા માર્ગે ચાલનારો થાય, ઉત્તમ માર્ગમાંથી કદી ભ્રષ્ટ ન થાય, એવો ઉપદેશ તેને આપજો આપનુ આવવું મારે માટે ઘણુંજ ઉપકારક છે. આ સર્વ મારા પાડોશી છે તે સર્વ ઘણા પ્રતિષ્ઠિત છે, આ કાગળ હું આપના હાથમાં મૂકું છું, આપ મારા જીવનની અંતિમ વાસનાને પુરી કરશોજ. એમ કહી એક કાગળનું બંડલ સાહેબના હાથમાં આપ્યું. તે પછી તેણે પોતાના પુત્રને બોલાવી કહ્યું. બેટા! નાનપણમાં હું ઘણોજ ખરાબ

હતો, મારી કઠોર ભાષા અને અવિનયથી દુઃખી થઇને મારા બાપા મારાથી નારાજ રહેતા હતા, મારા બાપે મારૂં ઘણુંજ લાલન પાલન કર્યું હતું, ઘણુંજ દ્રવ્ય ખર્ચીને મને ભણાવ્યો, પુત્રના પ્રતિ પિતાનું જે કાંઇ કર્તવ્ય છે તે સર્વ તેમણે કર્યું; પરંતુ મારાં ખરાબ આચરણથી તેમણે અત્યંત અપ્રસન્ન થઇને આખરે મને ઘરમાંથી કાઢી મૂક્યો. એ પછી મને એક સાધુ મહાત્માની મુલાકાત થઇ, તેમની કૃપાથી મારી મતિ બદલાઇ ગઇ મારામાં જે સ્વભાવિક દોષો હતા તે ધીરે ધીરે દૂર થતા ગયા. સત્સંગના પ્રતાપથી મારૂં ચરિત્ર સુધરી ગયું, મેં પિતાને અસંતોષ કરેલા હોવાથી મેં એવો નિશ્ચય કર્યો કે ભીખ માગીને ખાઇશ અને પરમેશ્વરનું ભજન કરીને જીવન કહાડીશ. પરંતુ તે મહાત્માએ મને કહ્યું,–ભાઇ, ભીખ માગીને જીવન વિતાવવાની વાત કદી પણ મનમાં ન આણવી. ભીખ માગવી એ ઘણુંજ હલકું કામ છે. પરમાત્માએ આ જગત્ એવા ઉદ્દેશથી નથી રચ્યું કે લોક આળસુ થઇને પોતાના જીવનને વિતાવી દે. આ સંસાર એક કર્મ ક્ષેત્ર છે. કર્મ કરવું એ ઇશ્વરની આજ્ઞા પાલન કરવા તુલ્ય છે. તમે કામ ન કરતાં બીજાની કમાણીમાંથી પેટ ભરો એ અયોગ્ય છે. તમે કાંઇ અસમર્થ નથી, ઇશ્વરે તમને શરીરમાં શક્તિ આપી છે, તમે ભણેલા છે, તેમ છતાં જો તમે બીજાના ઉપર તમારા નિર્વાહનો ભાર નાંખવાની ઇચ્છા રાખશો તો તમને દેશના શત્રુ સમજવા જોઇએ, એથી હું કહુંછું કે જો તમે મારી વાત માનો તો ખેતી, વેપાર અને હુન્નર ઉદ્યોગ કરી કાંઈ ધંધો શરૂ કરો, તો તેથી તમે તમારૂં અને તમારા પરિવારનું પાલન કરી શકશો, અને ગરીબ ગરબાં ઉપર પણ કાંઇક ઉપકાર કરી શકશો. આ પ્રકારે મહાત્માના ઉપદેશનો સ્વિકાર કરીને હું સાહેબની પેઢીમાં રહ્યો,

છું. જ્યારે મારા પિતાએ મારૂં ચરિત્ર સુધર્યાની વાત જાણી, ત્યારે તેમણે ફરી મને પ્રસન્નતાથી પોતાને ત્યાં બોલાવ્યો, અને મને અનુગ્રહનો પાત્ર બનાવ્યો અને અંતે તેમની પાસે જે ધન હતું, તે મને આપતા ગયા. તેમની પાસેથી મને જે ધન મળ્યું છે, તેને મેં હાથ સરખો અડાડયો નથી. તે જેમનું તેમ છે. તે ધન હું તને આપી જઉં છું. ખાસ કારણ વગર તારે પણ તેને ન લેવું. તમારી જે સ્વતંત્ર સંમ્પત્તિ છે તેની મદદથી તમારે તમારો નિર્વાહ કરવો. તે સ્વતંત્ર સંપત્તિનું નામ મેં હમણાંજ લીધું છે, તે અક્ષય સંપત્તિ તે તમારૂં સુશિક્ષણ અને ચરિત્રબળ એજ છે. તમે તમારા સુશિક્ષણ અને સચ્ચરિત્રતાથીજ તમારી ઇપ્સિત વસ્તુઓને મેળવી શકો તેમ છો.

કોઇ પણ ઉત્તમ ધંધો કરીને નીતિપૂર્વક કમાયલા ધનમાંથી વિવેક બુદ્ધિથી ખર્ચ કરવામાં આવે તો સુખથી જીવન નિર્વાહ કરવા ઉપરાંત પુષ્કળ ધનનો સંગ્રહ થઇ શકે છે. નકામો ઉડાઉ ખર્ચ કરવાથીજ લોકોને પૈસાની તાણ પડે છે, જે ઉડાઉ ખર્ચ કરતા નથી તેમને ઘણે ભાગે પૈસાની તાણ પડતી નથી. મેં ઉદ્ધતાઇથી જીવન ન ગાળતાં સાધુ મતાનુસાર મારા જીવનનો નિર્વાહ કરીને એક લાખ રૂપિયા એકઠા કર્યા છે. તેમાંથી અર્ધા તને મળશે અને અર્ધા સ્વદેશીય અનાથોને સહાયતા માટે આપું છું. તેની શી રીતે વ્યવસ્થા કરવી તે બધું આ વીલમાં લખ્યું છે. બેટા, મારૂં જીવન હવે પુરૂં થયું છે, ઇશ્વર તને દીર્ઘાયુ કરો, અને સારી બુદ્ધિ આપો. સત્સંગનો ત્યાગ કદાપિ પણ ન કરવો, દુષ્ટ લોકોની વાતોમાં પડીને સન્માર્ગથી ભ્રષ્ટ ન થવું, ચરિત્ર સુધારવાની શી જરૂર છે, એવું મનમાં ન રાખવું. ધન સંમ્પત્તિ કરતાં પણ ચરિત્રને

શ્રેષ્ટ સમજવું. એટલું કહતાં કહેતાં તો મુનીમની જીભ બંધ પડી. આ મુનીમે જે પ્રમાણે વીલ કર્યું હતું તે પ્રમાણે સાહેબે તેની મિલ્કતની વ્યવસ્થા કરી અને કેટલાક દિવસ પછી તેના પુત્રને તેની જગ્યા આપી.

---

# राजभक्ति.



એક વખત સુરેન્દ્રનાથ વન્ધોપાધ્યાયને, સમાજ સંસ્કારક, રાજભક્ત, કેશવચંદ્રસેને સલાહ આપી હતી કે, "બ્રિટિશ ગવર્નમેન્ટનું રાજ્ય ઇશ્વરદત્ત છે, જેથી તે વાત સર્વને વિદિત થાય તેવો યત્ન કરવો." ઇશ્વરની આજ્ઞાનું પાલન કરવાને માટે હીંદવાસીઓ પ્રાણ પણ અર્પણ કરે છે. મહારાજ મનુએ કહ્યું છે કે, "જયાં રાજા નથી ત્યાં નાના પ્રકારના ઉપદ્રવો ઉભા થાય છે. એથી ઇશ્વરે લોકોના રક્ષણને માટે, ઇશાન, ઇન્દ્ર, વાયુ, યમ, સુર્ય, અગ્નિ, ચંદ્ર, અને કુબેર આ આઠ દિક્પાલોના અંશ લઇને રાજાને ઉત્પન્ન કર્યા છે." આ વચનને હિંદુમાત્ર જાણે છે. રાજા દેવનો અંશ લઇને જન્મે છે. મનુએ કહ્યું છે કે,—

"बालोऽपि नावमन्तव्यो मनुष्य इति भूमिपः।
महती देवताह्येषा नर रुपेण तिष्ठति."

આ વચનને હિંદુમાત્ર માને છે. એથીજ હિંદીઓ રાજાને ઘણીજ પૂજ્ય દ્દષ્ટિથી જુવે છે અને તેમની પુજા તથા દર્શન કરવાં એ પુણ્યનું કામ સમજે છે. તેમની પ્રસન્નતાને માટે નાના પ્રકારના

શુભ આચારોને સેવે છે. ભારતમાં રાજભક્ત એ એક સ્વાભાવિક ગુણ છે.

સ્વદેશી હોય કે વિદેશી હોય, સ્વધર્મી હોય કે વિધર્મી હોય, વૃદ્ધ હોય કે બાળક હોય, ગમે તે હોય, તો પણ જે રાજસિંહાસન ઉપર વિરાજમાન થઇને નીતિપૂર્વક પ્રજાનું પાલન કરે છે, તેને હીંદીઓ અષ્ટ દિક્‌પાલોના અંશાવતાર માને છે. તેને દેવતા સમજીને પૂજે છે અને તેને યોગ્ય રાજસન્માન આપે છે. જે રાજા જાતે રાજ્ય કારભાર કરી શકતા નથી, તે પ્રતિનિધિ તથા બીજા રાજ્યના અમલદારો મારફતે પોતાના કર્તવ્યનું પાલન કરે છે. તે પ્રતિનિધિ અને રાજ્યનો અમલદાર વર્ગ પણ પ્રજાજનોને તો રાજા તુલ્ય માનનિય છે. અને દરેક હિંદના રહેવાસીની એવીજ ભાવના છે કે, અત્યંત દીર્ઘ દર્શી, જ્ઞાનના અપાર સાગરરૂપ, રૂષિમુનિયો અને નીતિને જાણનાર પુરૂષો રાજા અને પ્રજાઓની વચ્ચેના પવિત્ર સંબંધનો જે નિર્ણય કરી ગયા છે. તેને કદી પણ ભૂલવો ન જોઇએ. અને તેનો કદાપિ પણ ત્યાગ કરવો જોઇએ નહીં.

જે વખતે બાદશાહ અકબર દિલ્હીના સિંહાસન ઉપર વિરાજમાન હતા, તે વખતે તેના મુખ્ય અમલદાર વર્ગમાં ઘણા દેશી રાજાઓ હતા, જે મહાશક્તિશાળી હતા અને સામ્રાજ્યની સર્વ વાતોથી પરિચિત હતા, રાજભક્તિ, શાસનપ્રણાલી અને રાજ્યના ગુઢ રહસ્યની કોઇ એવી વાત નહોતી કે જેની તેમને ખબર ન હોય પરંતુ શું તેમણે કદિ વિધર્મી બાદશાહોની આગળ છળ પ્રપંચ કર્યો હતો ? નહીંજ. તે લોકો સાચા હૃદયથી બાદશાહના ભક્ત અને શુભ ચિંતક હતા. તેનું કારણ રાજભક્તિજ સમજવી જોઇએ. આપણી રાજભક્તિની ધર્મમાં ગણત્રી થઇ છે, ગમે તો

હિંદુ, ગમે તો મુસલમાન કે ગમે તો ખ્રિસ્તિ, તો પણ રાજા સર્વ સરખાજ છે. સર્વે પૂજ્ય છે. તેમાં ભેદ રાખવો અયોગ્ય છે. તે ઇશ્વરના મોકલેલા એક અતુલ શક્તિશાળી દેવ છે. અને તેજ આ-પણા કર્તા હર્તા છે. આપણે ખરા અંતઃકરણથી રાજાનું કલ્યાણ ઇચ્છવું, અને તેમની આજ્ઞાનું પાલન કરવું જોઇએ.

કુરુક્ષેત્ર અને પ્રભાસક્ષેત્રના મહાન યુદ્ધમાં હિંદુઓનું ઐશ્વર્ય, હિંદુઓની જ્ઞાનશક્તિ, અને હિંદુઓનું સામ્રાજ્ય જ્યારે એકી સાથે નષ્ટ થયું, મોટા મોટા તેજસ્વી રૂષિમુનિયો અને ધર્મ નીતિજ્ઞ સજ્જનો, અંતરધ્યાન થઇ ગયા, શાસ્ત્ર, શિલ્પજ્ઞાન, અને વિજ્ઞાનનો દીપક બુઝાઇ ગયો, ત્યારે ત્યારે ભારતના આ મહાભયંકર મહાશ્મશાનની વચમાં કાંઇક અંશ માત્ર રજપુતાના, મણિપુર અને દક્ષિણના ગણ્યા ગાંઠયા દેશ રહી ગયા ખરા, પરંતું પૂર્વ પુરૂષોનુ જે મહત્વ હતું, તેને ઘણે ભાગે સર્વ ખોઇ બેઠા. વિલાસ પ્રિયતા દિવસે દિવસે વધવા લાગી. એકે એકે સર્વ દેશોમાં સંકીર્ણતા અને કુસંસ્કાર-રૂપી અંધકાર છવાઇ ગયો, અનાચાર, અત્યાચાર,ઇર્ષ્યા, દ્વેષ, હિંસા, ગૃહકલહ વિગેરે ખરાબ વર્તનોથી આ પવિત્ર ભારત ભૂમિ પૈશાચિક લીલાની માફક નાટયશાળા બની ગઇ, અને ભારતનો પુનરોદ્ધાર એક પ્રકારે અસંભવ જેવો થઇ પડયો, પરંતું આ દેશભક્ત, સભ્યતાના મૂળ નિવાસસ્થળ પૂણ્યભૂમિ હિંદનો આ પ્રકારે સર્વ નાશ થાય એવી ઇશ્વરની ઇચ્છા નહોતી. ઇશ્વરે તેમની ઉદ્ધતાઇ દૂર કરવાને માટે તેની રાજ્ય પ્રણાલી મુસલમાનોના હાથમાં સોંપી દીધી. મુસલમાનોનો રાજ્ય વહીવટ પુરો થયો, તો પણ ભારત વાસીઓ ઉદ્યમ હીન અને આળસુ જ રહ્યા,પરસ્પર દ્વેષ કરવા લાગ્યા, તો ઇશ્વરે ધાર્યું કે, જ્યાં સુધી વિશેષ શક્તિસંપન્ન, ઉદ્યોગશીલ,

ઉદાર, ન્યાયી અને સુચરિત્ર જાતિ દ્વારા હીંદની સંપુર્ણું રીતે રાજ્ય વ્યવસ્થા નહીં થાય, ત્યાં સુધી હિંદની ઉન્નતિ થશે નહીં, દેશની દશા સુધરશે નહીં, અને ત્યાં સુધી કોઈ કર્ત્તવ્ય પરાયણ થશે નહીં, એથી હીંદનો રાજ્ય કારભાર ઇશ્વરે અંગરેજોને સોંપ્યો. આપણે શાંતિ પૂર્વક રહેવાનેજ પરમ સુખ માનીએ છીએ. અંગરેજોની રાજ્ય વ્યવસ્થામાંજ આપણને તે શાંતિ મળી છે. હીંદમાં જે પ્રથમ અતુલ ઐશ્વર્ય હતું, કે જેનું વર્ણન પુરાણો અને ઇતિહાસોમાંથી જાણી શકાય છે, કે જેનો થોડો ઘણો અંશ બચેલો જણાય છે. એક વખતે તે એકદમ લુપ્ત થઇ ગયુ હતું. જળમાર્ગ અને સ્થળમાર્ગ બંને ભયંકર થઇ ગયા હતા. જ્યાં સુંદર શહેર વસેલું હતું ત્યાં ભયાનક જણાતું હતું. ઉત્તમ પ્રકારનાં અનાજનાં ખેતરોનાં મેદાન બની ગયાં હતાં. મુનિજનોનાં શાંતિમય તપોવન, હિંસક પ્રાણીઓ અને લુંટારાઓના વિશ્રામસ્થાન રૂપ થઇ થયાં હતાં અને કેટલાક મજબુત કિલ્લા અને દેવાલય જમીનમાં ડબાઇ ગયાં હતાં, કે જેનો અંગરેજ સરકારના વખતમાં હવે ધીરે ધીરે પુનરોદ્ધાર થવા લાગ્યો છે. આજકાલ શારીરિક અને માનસિકબળ પ્રાપ્ત કરવાના શિક્ષણનો પ્રચાર થતો જાય છે અને જે દેશનો પૂનરોદ્ધાર થવાની કાંઇ આશા જણાતી નહોતી, તેનો સુધારો થતો જાય છે.સર્વ લોકો દેશોન્નતિની વાતો કરે છે. પાશ્ચાત્ય વિજ્ઞાનના શિક્ષણથી લાભ મેળવવાનો પ્રયત્ન કરે છે. હવે કોઇપણ માણસના ધન, ધર્મ કે પ્રાણ ઉપર વિપત્તિ આવવાનો ભય રહયો નથી. ચોર લુંટારાઓની સંખ્યા ઘટતી ગઇ છે. કેટલાક જંગલી અને અસભ્ય નીતિના લોકોને શિક્ષિત બનાવવામાં આવ્યા છે. હીંદના એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં જવાના જળ માર્ગ અને સ્થળ માર્ગ સુગમ થઇ ગયા છે. બાળકોને શિક્ષણ આપવાનો યોગ્ય

પ્રયત્ન થાય છે. સમુદ્રપાર જઇને સંસારની પ્રાકૃતિક શોભા જોઇને ચિત્તને પ્રસન્ન કરવાને માટે આથી ઉત્તમ અવસર આવવો એ સંભવિત નથી. અને વિવિધ જાતિયોની રીતિ, નીતિ, આચાર, વિચાર, ભાવ, ભાષા, અને વિજ્ઞાન વિગેરનું શિક્ષણુ ગ્રહણુ કરવાનો, તથા તે લોકોની સાથે વણુજ વેપાર કરીને વિશેષ ધન પ્રાપ્ત કરવાનો માર્ગ ખુલ્લો થઇ ગયો છે. આપણે આપણા સુખ દુઃખની વાતો રાજાના કાન સુધી પહોંચાડવાને અધિકાર ધરાવીએ છીએ. ઉદ્યમ શીલ અને પ્રતિભાથી ઊન્નત જાતિનાં કાર્ય કૌશલ્ય જોઇને આપણી જડતા અને આળસાદિ પ્રતિદિન ક્ષીણુ થતાં જાય છે, અને ઉન્નતિ અને ઉત્સાહ દિવસે દિવસે વધતો જાય છે. આપણો સુધારો કરવાને માટે આથી બીજો કયો ઉત્તમ રસ્તો મળી આવવાનો છે? આ રાજ્યમાં તમને જે જે અધિકારો મળ્યા છે, તેને જો તમો ઉત્તમ પ્રકારે પાળશો તો તમે જરૂર તમારી ઉન્નતિ કરી શકશો. પરદેશી જેટલી વસ્તુઓ છે તે સર્વ ખોટી છે એવો ખ્યાલ કદી પણુ ન કરવો. જે ચીજ ઉત્તમ છે તે દરેક હાલતમાં ઉત્તમ છે. જેની દ્વારા આપણે ઉપકૃત થઇ ચુકયા છીએ, તેને માટે આપણે જરૂર કૃતજ્ઞતા પ્રકાશિત કરવીજ જોઇએ. સર્વ લોક સમાન ગુણુ શીલના હોતા નથી. તમે અંગરેજોના ચરિત્રનું અવલોકન કરશો તો તેમનામાં ગુણુજ જણુાશે.

ખેતી, વેપાર, હુન્નર ઉદ્યોગ, શિક્ષણુ વિગેરે કોઇ પણુ વિભાગમાં આપણે હોંશિયાર થતા નથી તો તેમાં આપણીજ ખામી છે. આપણી અવનતિનું કારણુ આપણીજ અયોગ્યતા છે. સરકારે તો આપણે માટે ઉન્નતિના અનેક માર્ગો ઉઘાડેલા છે. આપણે આપણી

ઉન્નતિને માટે પ્રયત્ન ન કરીએ, મહેનત ન કરીએ તો તેમાં આપણોજ દોષ છે.

રાજાની આજ્ઞા અનુસાર ચાલવું એજ રાજભક્તિનું લક્ષણ છે. કોઇ રાજાની આજ્ઞાની વિરૂદ્ધ ચાલવાથી શિક્ષા થવાના ભયથી, કોઇ ઇપ્સિત કાર્યની સિદ્ધિની ઇચ્છાથી ખુસામત કરીને રાજાના અનુગ્રહ પાત્ર થવા ઇચ્છે છે.પરંતું ખુશામત અત્યંત નિંદિત છે.રાજા પણ ખુશામત કરાવવાનું ઇચ્છતા નથી. પરંતું જે કોઇ ભક્તિપૂર્વક તેમની આજ્ઞાનું પાલન કરે છે, તે ખુશામતવિનાજ તેમના પ્રીતિ પાત્ર બને છે. જે લોકો રાજ્ય નિયમાનુસાર ચાલે છે તેને સજા થવાનો ભય રહેતો નથી. ભયથી કોઇ કામ કરવા કરતાં ભક્તિ વશ થઇને તે કામ કરવું એ વિશેષ ફળ આપનારૂં છે.

જે વિલાસપ્રિયતા, આળસ અને ગૃહ વિગ્રહથી રજપૂતોના ગૌરવનો સૂર્ય અસ્ત થયો, તેજ કારણોથી જ્યારે મુસલમાનોની અમલદારી પણ નષ્ટ થઇ, ત્યારે આપણા સૌભાગ્યથી, જે જાતિ આજકાલ જગત્માં સર્વ કરતાં અધિક શક્તિશાળી છે, જે પોતાના જ્ઞાનબળથી, બાહુબળથી, ઐશ્વર્યબળથી અને ચરિત્રબળથી સમસ્ત સભ્ય જાતિયોમાં આગેવાન છે, તે મહા ઉન્નતિશીળ જાતિના હાથમાં હિંદનો રાજ્યકારભાર આવ્યો છે. આવી રીતે તેમના સંબંધથી આપણે વિદ્યા, બુદ્ધિ, સાહસ, ઉદ્યોગપરતા અને સહિષ્ણુતા વિગેરે અનેક ગુણોના આધાર સ્વરૂપ ઉત્તમ શિક્ષણને મેળવી શકીએ તેમ છીએ. જેથી આવા શુભ વખતે છાનામાના આળસુ થઇ બેસી રહેવા કરતાં યથાસંભવ ઉન્નતિ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો જોઇએ.

આપણે અંગ્રેજ સરકારનું રાજ્ય સ્થિર રહે, તે માટે ઇશ્વરને

પ્રાર્થના કરવી જોઇએ, આપણે હજુ તેમની પાસેથી ઘણું શીખવાનું બાકી છે. આપણે આપણા ધર્મ શાસ્ત્રની આજ્ઞાઅનુસાર રાજાને દેવતાના અંશ રૂપ જાણીને તેમની આજ્ઞાનું પાલન કરવું જોઇએ. અને ઉપકૃત મનુષ્યોની માફક પોતાના રક્ષક અને ઉપકારક અંગ-રેજ સરકારની કૃતજ્ઞતાનો પ્રકાશ કરીને શુદ્ધ હૃદયથી રાજભક્ત બનવું જોઇએ.

---

## भगवद्भक्ति.

श्रेयःस्रुतिं भक्तिमुदस्य ते विभो ।
क्लिश्यन्ति ये केवलबोधलब्धये ॥
तेषामसौ क्लेशल एव शिष्यते ।
नान्यद्यथा स्थूल तुषा वघातिनाम् ॥

श्रीमद् भागवत.

ભાવાર્થ—હે નાથ, જે લોક પોતાની કલ્યાણ કારિણી ભક્તિનો ત્યાગ કરીને કેવળ જ્ઞાન પ્રાપ્તિને માટે કલેશને ઉઠાવે છે, તેમને કલેશ સિવાય કાંઇ ફળ મળતું નથી. જેમ ચોખા કાઢી લીધેલા છોતરાંને ખાંડવાથી કલેશ સિવાય કાંઈ ફળ મળતું નથી, તેવીજ રીતે ભકિત સિવાય જ્ઞાન નકામું છે.

મનુષ્યોએ કેવળ વિદ્યા ભણીને અને પંડિતાઇ કરીનેજ સંતોષ માનવાનો નથી. ગમે તે પુરૂષ વિદ્યા પારંગત, પ્રતિભાશાળી, અને બહુ દર્શી થઇ શકે છે. પરંતુ નૈતિક બળ અને સચ્ચરિત્રતાના અભાવથી તેમની સભ્ય સમાજમાં ગણત્રી થતી નથી. કોઇના હૃદ-

થમાં જ્યારે અહંવૃતિની ટેવ પડી જાય છે, ત્યારે બુદ્ધિ તેને સહસા રોકી શકતી નથી. જેનામાં નૈતિકબળ નથી તેણે બુદ્ધિ બળનો ભરોસો રાખી ધાર્મિક થવાની ઇચ્છા રાખવી એ મિથ્યા છે. નૈતિક બળ વગરના માણસો બુદ્ધિમાન હોવા છતાં પણ કર્તવ્યપરાયણ અને કર્તવ્યવિમુખ થઇ જાય છે. જે શક્તિ નૈતિકબળમાં હોય છે તે બુદ્ધિમાં હોતી નથી. બુદ્ધિ તો માત્ર માર્ગ બતાવનાર છે. માર્ગથી ભ્રષ્ટ થનારને બુદ્ધિ બચાવી શકતી નથી. પરંતું નૈતિકબળ, એ યોગ્ય માર્ગે ચાલનારને તે માર્ગમાંથી ભ્રષ્ટ થવા દેતું નથી. મનુષ્ય કે જેનામાં બુદ્ધિ હોવા છતાં પણ નૈતિકબળની જરૂર હોય છે. જેમ બુદ્ધિની સાથે નૈતિકબળનો થોડો ઘણો પણ સંબંધ છે, તેવીજ રીતે વિદ્યાની સાથે પણ તેનો થોડો ઘણો સંબંધ છે. જો એમ ન હોતતો જે લોકોએ ઉંચા પ્રકારનું શિક્ષણ મેળવ્યું હોય છે. ને જેમને સાહિત્ય સંસારના અલંકાર રૂપ ગણવામાં આવે છે, તેમનામાંના કોઇ કોઇ મદ્યપાન પીનારા, ઉડાઉ અને દુરાચારી કેમ હોય છે? તેમની તે વિશાળ બુદ્ધિ, પ્રતિભા અને બુદ્ધિ તેમને પાપ ચિંતા અને ખરાબ કૃત્યથી કેમ હઠાવી શકતી નથી? એથી દરેક સ્ત્રી, પુરૂષ કે બાળકે પ્રથમ નીતિ માર્ગનું શિક્ષણ લેવું એ ઘણુંજ જરૂરનું છે. જે શિક્ષણ ધર્મ અને નીતિ વગરનું હોય, તે શિક્ષણ નહીં પણ કુશિક્ષણ છે. જે કાર્યમાં ધર્મ અને નીતિનો સંબંધ નથી તે અપકર્મ છે. જેમને નાનપણમાં ધર્મ અને નીતિનું શિક્ષણ આપવામાં આવતું નથી, તે દુશ્ચરિત થઇને પોતાના વંશને અને પોતાના દેશને કલંકિત કરે છે. શિક્ષણનો મુખ્ય ઉદ્દેશ બાળકોને દુશ્ચરિત્રથી બચાવવા એજ છે. દુશ્ચરિત્ર વિદ્વાન કરતાં સચ્ચરિત્ર મુર્ખ ઉત્તમ છે. સચ્ચરિત્ર સિવાય કોઇપણ માણસ પોતાનું કલ્યાણ કરી શકતું નથી. તો પછી બીજાનું

કરેજ શી રીતે! બાળકોને સચ્ચરિત્ર બનાવવાને માટે નીતિ ધર્મનો ઉપદેશ આપવો એ પ્રારંભિક શિક્ષણ છે. નાનપણમાં જે સંસ્કારો હૃદયમાં પડે છે તે પછી ભૂંસાતા નથી. અને તેથી બાળકોના હૃદયમાં ધર્મ અને નીતિનાં બી સર્વથી પહેલાં વાવવાં જોઇએ. જેથી ચરિત્ર બગડે તેવા રસ્તે તેમને સ્વપ્ને પણ જવા દેવા ન જોઇએ.

જો કે દેશ, કાલ, જાતિ, સમાજ અને સંસ્કારના ભેદથી ધર્મ અને ઉપાસના ભિન્ન ભિન્ન છે, તથાપિ સર્વ ધર્મોનું મૂળ એકજ છે. સર્વ સંપ્રદાયોના ઉપાસ્ય અને આશ્રય એક ઇશ્વરજ છે. તેજ જગત્પિતા છે, તેજ જગદ્‌ગુરૂ છે, તેજ સમ્રાટના પણ સમ્રાટ છે, અને તેજ ચરાચરમાં મુખ્ય શાસક અને પાલક છે. તે સત્ય, પ્રેમ, દયા, ન્યાય, જ્ઞાન અને મંગળના અક્ષય ભંડાર રૂપ છે. તે સર્વ શક્તિમાન જગદીશ્વરમાં અડગ શ્રદ્ધા અને ભક્તિ કરવી, એજ ધર્મનું પ્રથમ સાધન છે. જેના ઉપર તમારી ભક્તિ હશે, જેના પ્રતિ તમારો પ્રેમ હશે, તેમની પ્રસન્નતાનાં કાર્ય તમે જરૂર કરવાના જ. અને તેથી જો તમારી ભગવાનમાં ભક્તિ હશે તો નીતિ પૂર્વક લોકોપકારી કામ કરવા માટે તમારામાં એની મેળેજ ઉત્સાહ આવવાનો અને અનુચિત કાર્યોપ્રતિ તિરસ્કાર ઉત્પન્ન થવાનો. ભગવદ્ ગીતામાં શ્રી કૃષ્ણ પરમાત્માએ કહ્યું છે કે,

अपिचेत् सुदुःराचरो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्य सम्यग्व्य वसितोहि सः ।।
क्षिप्रंभवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति ॥

અર્થાત જે દુરાચારી છે, પરંતુ શુદ્ધ મનથી ઇશ્વરનું ભજન કરે છે, તે થોડાજ દિવસોમાં ધર્માત્મા થઇને શાંતિ અને સુખને મેળ-

વે છે. એથી જો તમે નિશ્ચળ ભાવથી ઇશ્વર ભક્તિ કરશો, સાચા શ્રમથી ઇશ્વરની ઉપાસના કરશો, તો સંસારના સર્વ મનુષ્યો તમને સચ્ચરિત અને ધર્માત્મા કહીને માન આપશે. ઇશ્વરની ભક્તિ વડે જ્યારે તમારા હૃદયમાં કર્તવ્ય બુદ્ધિ જાગ્રત થશે અને ખરાબ કામો પ્રતિ તિરસ્કાર ઉત્પન્ન થશે, ત્યારે તમે ઇશ્વરના પ્રીતિકર કાર્યોને પોતાની મેળેજ સમજી શકશો.

કર્ત્તવ્યનું પાલન કરવું એજ ધર્મ છે. જે લોક યોગ્ય કર્મનો ત્યાગ નથી કરતા, તેમના ધર્મનું રક્ષણ એની મેળેજ થાય છે. આપણા શાસ્ત્રમાં કહ્યું છે કે,

धर्मस्तु विहितं कर्म्मह्यधर्मस्तद्विपर्ययः । "

જીવનની સાર્થકતા ત્યારેજ છે કે જ્યારે ધર્મનું પાલન થતું રહે. ધર્મહીન જીવન એ મૃત્યુંનું બીજું નામજ છે. મતલબ કે અન્યાય વાળા જીવન કરતાં તો મરવું એ ઘણું શ્રેષ્ટ છે. ધર્મ માર્ગે વળવાને પ્રથમ મનુષ્યત્વનું જ્ઞાન પ્રાપ્ત કરવું પડે છે. મનુષ્યત્વનું જ્ઞાન જ્યારે ઇશ્વરમાં નિષ્કપટ ભક્તિ અને વિશ્વાસ ઉત્પન્ન થાય છે, ત્યારેજ થાય છે. મનુષ્યોનું પ્રથમ કર્ત્તવ્ય યા પ્રથમ સાધન એક ભગવદ્‌ભક્તિજ છે. ભગવદ્‌ભકિત પ્રાપ્ત કરનારાઓને ધાર્મિક યા સચ્ચરિત બનવું એ કઠણ નથી. ઇશ્વરમાં અદ્દઢ શ્રદ્ધા અને ભકિત એ મનુષ્યત્વ મેળવવાનું પ્રથમ પગથીયું છે. જે ઇશ્વરના ભકત નથી, તે મનુષ્ય હોવા છતાં પણ મનુષ્યતાથી રહિત છે, તેથી વિદ્યાધ્યયનની સાથે સાથેજ બાળકોના હૃદયમાં ઇશ્વરભકિતના અંકુરો ઉત્પન્ન થઇ જવા જોઇએ, કે જે યુવાવસ્થામાં ખીલી નીકળે. જો બાળકોને નાનપણમાં ભગવદ્‌ભક્તિ અને ધર્મનું શિક્ષણ આપવામાં

આવતું નથી, તે બાળકો જુવાન થતાં પોતાના ચરિત્રને બરોબર રાખી શકતાં નથી. જ્યાં સુધી ભગવદ્‌ભક્તિથી મનુષ્ય રંગાયલો હોતો નથી, ત્યાં સુધી નીતિપૂર્વક ચાલવા છતાં પણ તે મનુષ્યનું જીવન અધુરૂં રહી જાય છે. તેને પૂર્ણ કરનાર માત્ર ભક્તિજ છે. જેનું હૃદય કોમળ, શાંત અને વિશુદ્ધ છે, તેમને ઇશ્વરની ભક્તિ કરવાનો અધિકાર હોય છે. પણ જ્યારે ઇશ્વરમાં પ્રેમ ઉત્પન્ન થાય છે ત્યારેજ તે અધિકારની સફળતા મળે છે. ભગવદ્ ભક્તિમાં ચિત્તને દ્રવિત કરનારી એવી અનુપમ શક્તિ છે કે ચરિત્રને અમૃત સમાન મધુર અને નવનીત ( માખણ ) સમાન કોમળ બનાવી શકે છે. ચરિત્ર મનુષ્યને મનુષ્યત્વ આપી શકે છે, પરંતુ ભગવદ્‌ભક્તિ, એ ચરિત્રવાનને દેવત્વ બક્ષીસ કરે છે, અને તેની આગળ અલૌકિક સ્વર્ગીય સુખ અને આનંદને લાવી દે છે. જ્યાં સુધી હૃદય પવિત્ર થતું નથી ત્યાં સુધી ભક્તિ પ્રાપ્ત થતી નથી. ભક્ત જનોનાં જીવન ચરિત્ર વાંચવાં, ભક્તિના ગ્રંથો વાંચવા, ભગવદ્ ભક્ત મહા પુરૂષોનો સત્સંગ કરવો, તેમના ઉપદેશાનુસાર ચાલવું, તેમનાં ચરિત્રમાં સૌંદર્યનો અને માધુર્યનો અનુભવ કરવો વિગેરે ઇશ્વર પ્રતિ ભક્તિ ઉત્પન્ન કરવાનાં અનેક સાધનો છે. અને તેથી જો તમારે મનુષ્ય જીવન સાર્થક કરવું હોય, સ્વર્ગીય સુખ અને આનંદને આ સંસારમાંજ મેળવવો હોય તો ભગવદ્ ભક્ત બનજો.



